# શ્રી સનાતન ગાથા



## પ.પૂ. આદ્ય સુધારક, જ્ઞાતિ રત્ન નરબંકા
## શ્રી નારાયણજી રામજી લીંબાણીનું જીવન અને કવન

# શ્રી સનાતન ગાથા

સનાતન પથ દર્શક નરવીર પ.પૂ. શ્રી કેશરા પરમેશ્વરા અને
આદ્ય જ્ઞાતિ સુધારક, નરબંકા પ.પૂ. શ્રી નારાયણજી રામજી લીંબાણી
જીવન – કવન

કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિને શિયા મુસલમાની ધર્મના એક પંથ એટલેકે પીરાણા સતપંથ ધર્મમાંથી છોડાવી મૂળભૂત મહાન હિંદુ સનાતન ધર્મનો સાચો રાહ બતાવનાર અને પ્રેરણા આપનાર, જ્ઞાતિ માટે પોતાના જીવનનું બલિદાન આપનાર જ્ઞાતિ રત્ન મહાનુભાવોના જીવનની ગાથા

કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિને લાગેલ મુમનાપણા(અર્ધ મુસ્લિમ)ના કલંકથી છોડાવવા આદરેલ સનાતની ચળવળની પ્રારંભથી અંત સુધીના પ્રેરક પ્રસંગો... કથા-વાર્તા-નાટ્ય અને વિડીઓગ્રાફી સ્વરૂપે રજુ કરવાનો એક અનોખો સનાતની પ્રયાસ


**કથાકાર-લેખક**

પ્રો. ડૉ. વસંતભાઈ ધોળુ (અધ્યાપક,સાયન્સ કોલેજ-તલોદ)

**નાટ્યકાર**

શ્રી અ.ભા.ક.ક.પા. યુવાસંઘ – સાબર રીજીયનની ટીમ



**નાટ્ય સંકલન, સહયોગ અને પ્રેરણા**

શ્રી આશિષભાઈ ઠાકર (B.Ed. College, Mahesana)

પ્રો.ડૉ. ડી.એસ. પબ્રેજા અને મયંક પ્રજાપતિ (Science College, Talod)

શ્રી રતિભાઈ છાભૈયા-તલોદ (ઉપ પ્રમુખ, સાબર ઝોન, કેન્દ્રીય સમાજ)

**સંદર્ભ સાહિત્ય**

કચ્છના કડવા પાટીદારોનો ઈતિહાસ, સતપંથ પીરાણાની પોલ

કર્તવ્ય પંથે અને કેશારમુખીનું જીવન દર્શન





મુખ્ય કાર્યાલય: પાટીદાર વિદ્યાર્થી ભવન, નખત્રાણા, કચ્છ-ગુજરાત

વર્ષ: ૨૦૧૪

**શ્રી ગણેશાય નમઃ**

# શ્રી સનાતન ગાથા

http://goo.gl/ISPu84

**ગણેશ વંદના : વક્તુંડ મહાકાય.....**

**ગુરૂ બ્રહ્મા......**

**યદા યદા હી ધર્મસ્ય.....**

http://goo.gl/x6CDe9

**બોલીએ કુળદેવી ઉમિયા માત કી જય**

**શ્રી લક્ષ્મીનારાયણ ભગવાન કી જય**

**શ્રી સ્વામીનારાયણ ભગવાન કી જય**

**સત્ય સનાતન ધર્મ કી જય**

**ૐ નમઃ પાર્વતેય પતેય હર હર મહાદેવ હર....**

આજે આપણે સૌ કણબી કુળના વંશજો જ્યારે (માતૃભૂમી ના આંગણે) દૂરદેશાવરમાં ભેગા થયા છીયે ત્યારે ભગવાન શ્રી રામના શબ્દો સ્મરણ કરવાનું મન થાય છે....

**જનની જન્મ ભૂમીશ્ચ... સ્વર્ગા દપી ગીરીયતી**

જનની... એટલે કે.... આપણી માં... અને

જન્મ ભૂમી... માતૃભૂમી..... સ્વર્ગથી પણ મહાન છે...

આવી માતૃ ભૂમીના ખોળે એકઠા થયા છીયે ત્યારે આપણા વડીલોએ આપેલ વારસો અને તેમના શરૂઆતના જીવનને યાદ કરી લઈએ... થોડી ભૂતકાળની આપણી પ્રવૃત્તિ ઓ ઉપર નજર નાખી લઈએ...

## આપણા વડીલોની થોડી જુની વાતો લેવી...

આપણું મૂળ સ્થાન હિમાલયની ગોદમાં રાવી-બીયાસ-જેલમના કાંઠે પંજાબ સિંધ પ્રદેશમાં......... મુસલમાનો આક્રમણોના લીધે મહેસાણા ઉંઝા વિસ્તારમાં આવ્યા.

**વિડીયો : મોરબની થન ઘાટ કરે....**



http://goo.gl/3LkALN

ગીતામાં ભગવાન શ્રીકૃષ્ણએ કહ્યું છે કે, જ્યારે જ્યારે આ જગત પર ધર્મની ગ્લાનિ થાય છે.... ત્યારે ધર્મની પુનઃસ્થાપના કરવા માટે....

સજ્જનોને બચાવવા માટે અને દુર્જનો નો નાશ કરવા માટે સ્વયં ઈશ્વર પોતે જ જન્મ લે છે.

કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિમાં ૨૫૦ વર્ષ જેટલા લાંબા સમયથી અર્ધદગ્ધ ખીચડીયા પીરાણા પથે ઊંડા મૂળીયા નાખ્યા હતા અને વટવૃક્ષસમા સમાજ ઉપર ફેલાઈ ગયો હતો........... તે સમયના ગેઢેરાયોએ જ્ઞાતિને ઉંડી અંધારી ખાયમાં ધકેલી દીધી હતી........ આ પંથના પ્રવેશથી સમાજનું અધઃપતન થતા ભારતીય સંસ્કૃતિના ૧૬ સંસ્કારો પણ ભૂસાણા....અને કાળચક્રની વક્ર ગતિથી જ્યારે સનાતન ધર્મથી આ જ્ઞાતિ વેગળી થઈ, અને વર્ષો સુધી કબ્રસ્તાની ધર્મ અને કલમા પઢવા જેવી મૂર્ખતા આચરતી થઈ.....

ત્યારે સ્વર્ગમાં બેઠેલા ઈશ્વરે વિચાર્યું કે સૈકાઓથી યાતના ભોગવતી આ જ્ઞાતિને હવે મારે વધારે કષ્ટ નથી આપવા. ત્યારે આ જ્ઞાતિમાં ઈશ્વરના અવતાર સમો એક સમાજ સુધારક જનમ્યો .....

અને જ્ઞાતિને પ્રકાશનો પુંજ સર્વ પ્રથમ બતાવનાર અને અજ્ઞાનના અંધારા ઉલેચવા જન્મેલ જ્યોતિધર રૂપ અવતારી પુરુષ એટલે માતા પદમાબાઈની પવિત્ર કુખે અને સાંખલા કુટુંબના મુખી પટેલ તેજા હરજીના ખોરડામાં અવતરેલ ઈશ્વરીય પુરુષ આપણા .....

## નરવીર પૂ. કેશરા પરમેશ્વરા

### નંદ ઘેર આનંદભયો.... અને ઓલ્યા નેત્રામાં કેશરાનો જનમ થયો.....

વિક્રમ સંવત ૧૯૨૪ના ચૈત્ર સુદ પૂનમના દિવસે પ્રાતઃકાળે શ્રી હનુમાન જયંતિના શુભ દિને આજથી બરાબર ૨૪૬ વર્ષ પહેલા કચ્છના નેત્રા ગામમાં કેશરામુખીનો જનમ થયો. ભગવાન સ્વર્ગમાંથી પુષ્પોની વર્ષા કરે છે અને મહિલાઓ ગીતો અને નૃત્યો વડે નારણના જનમને વધાવે છે.

**વિડીયો : આજની ઘડી તે રળીયામણી..**



http://goo.gl/MSFWpy

## બાળપણ અને અભ્યાસ

કેશરામુખી બાળપણથી અન્ય બાળકો કરતાં રમતગમતમાં આગળ રહેતા અને પોતાના બાળસખાઓને પ્રેમથી ચાહતા તે સમયે આપણી જ્ઞાતિમાં અક્ષર જ્ઞાન બહુ ઓછું હતું. પરંતુ કેશરામુખી નેત્રાની ગામઠી શાળામાં ૫-ધોરણ સુધીનો અભ્યાસ કરી પિતાના ખેતી અને ધંધામાં લાગી ગયા. ૧૮ વર્ષની ઉંમરે ઘરનો બધો જ વ્યવહારીક બોજો પોતાના ખભે ઉપાડી દીધો.

કેશરામુખીનો શારીરિક બાંધો બહુ જ મજબૂત, કદાવર લગભગ સાડાચાર હાથની ઉંચાઈનો, ભરાવદાર, ગોળ વર્ણ મોઢા ઉપર અકડેદાર મૂંછના વટ સાથે બહુ જ દેખાવડા લાગતાં. નાનપણથી જ સફેદ કપડાં પહેરવાની તેમજ સ્વચ્છતા જાળવવાની ચાલાકી રાખતા. પહેરવેશમાં સ્વચ્છ સફેદ જેવું ઘટ કાપડનું ધોતીંયુ અને ઉપર અંગરખો પહેરતા. તે વખતના રોહા જાગીરના દરબારશ્રી એ ચાંદીની મૂઠ વાળી બે હાથ વારી શીરોહીની તેજદાર તલવાર મુખીને ભેટ આપી અને ભૂજ હજુર સાહેબની મુલાકાતે જાય ત્યારે સાથે રાખવાની શરત મૂકેલ.

પિતા તેજા મુખીના ઘરમાં રજવાડી હથીયારોમાં ગેંડાની ઢાલો, તલવારો તેમજ તેજદાર ભાલાઓ રહેતા. તેમના ઘરમાં બાપદાદાના વખતથી જ જાહેજલાલી અને રીદ્ધી સીદ્ધિના પ્રતાપે લક્ષ્મીજીએ ઘરમાં સ્વતંત્ર વાસ કરેલો..... સાથે સાથે કિર્તિ, યશ, દાન, સત્યતા અને સદાચાર જેવા સદ્‌ગુણોએ પણ વાસ કરેલો. ઘરમાં નોકર ચાકર અને દુજાણા પશુઓ તેમજ બળવાન બળદો અને ગામડે તેમજ વાડીએ જવા આવવા માટે તીખી-કદાવર તેજાણ ઘોડી રાખતાં.

## કેશરા પરમેશ્વરા

શ્રી કેશરામુખી પોતાના માતા-પિતાના સ્વભાવ પ્રમાણે જ દયાળુ, પરોપકારી, ગૌ-બ્રાહ્મણના રક્ષક, શાંત અને ક્ષત્રિયોને શોભે તેવી શુરવીરતાને લીધે સમયાનુસાર કડક પણ હતા. તેઓમાં રાજનીતીના ચાર અંગો શામ, દામ, દંડ અને ભેદની સારી સમજણ હતી અને જરૂર જણાય તેનો ઉપયોગ પણ કરતા.

ગામમાં આવતા કોઈપણ સાધુ-સંન્યાસી તેમજ ભૂખ્યા કે દુખીયા માણસ શ્રી કેશરામુખીની નામના સાંભળી તેમના ઘરની ભાળ કાઢતા આવતા. મુખીના મનમાં સત્તા તેમજ શ્રીમંતાઈનું જરાપણ અભિમાન હતુ નહીં. તેઓ કહેતા પરોપકાર

માટે મારી શક્તિ અને ધન વાપરવા માટે ઈશ્વરે મને માત્ર નિમીત્ત બનાવ્યો છે, આથી આસપાસના ગામડાઓમાં ગરીબો તેમજ દુઃખીજનો શ્રી કેશરા મુખીને કેશરા પરમેશ્વરા ના નામે સંબોધતા.

## સાથીદારો સાથે ધર્મ પરિવર્તન અને સુધારાની શરૂઆત

કેશરામુખીને તે સમયે જૂનાં કલ્પીક પીરાણા પંથમાં થોડી ગૌણતા જણાવવા લાગી... આથી સનાતન ધર્મ અને તેનું રહસ્ય શું છે ? તે સમજવા મથામણ કરવા લાગ્યા.

સંવત ૧૮૬૧ના ફાગણ વદ-૧૧ના દિવસે નેત્રા ગામે શીવજી સુથારના ઘરે અચાનક સ્વામીનારાયણના બે સંત પુરુષો મુક્તાનંદજી અને સ્વરૂપાનંદજી પધાર્યા. કેશરા મુખી અને તેના નાનાભાઈ નાથામુખી સંતોના સંપર્કમાં આવ્યા અને સંતો પાસે બેસી સંત્સંગ કર્યો, અને મનમાં ઉદ્‌ભવેલા સંશયના સમાધાન માટે પ્રશ્નોતરી કરતાં તેમના દિલને પહેલી વાર ટાઢક મળી...

http://goo.gl/BJczsY



**નાટય : કેશરામુખીનો સંતો સાથે મિલાપ**

જેમ સમુદ્રમાં ગુમરાહ બનેલા નાવિકને દીવાદાંડી દેખાય અને દિશા મળી જાય તેમ કેશામુખીને સનાતન ધર્મનો સાચો રાહ તે સંતો પાસેથી સાંપડયો. કેશરામુખી અને તેમના એ વખતના ચાર સાથીઓ નેત્રાવાળા નાથાકરમશી સાંખલા, નેત્રાવાળા રવાપર વસાવનાર વસ્તા લખુ વાસાણી, ગડાણીવાળા નાંઈયા કરશન ઘોઘારી અને અંગીયાવાળા અબજી કરશન ભગત એમ પાંચ મિત્રોએ સ્વામીનારાયણ ધર્મ અંગીકાર કર્યો અને જૂના પીરાણા પંથને તિલાંજલી આપી.

કેશરામુખી આટલાથી સંતોષ માનીને બેસીના રહ્યા. તેમને જે સત્ય સમજાયું તે પોતાનાં સગાંસબંધી, મિત્રો અને આસપાસના ગામના લોકોને સમજવવા અને જાગૃતિ લાવવાના પ્રયત્નો શરૂ કર્યા. પ્રારંભમાં તેમને ઘણી મુશ્કેલી પડી. પીરાણા પંથી લોકોએ વિરોધ કર્યો અને અડચણો ઉભી કરી.... અને સગપણ સાંતરા તોડી નાખવા સુધીના શસ્ત્રો અપનાવવાની કોશીષ કરી.... પણ, કેશરામુખી પોતાના સંકલ્પમાં દઢ રહ્યા અને લોક જાગૃતિની મશાલ જલતી રાખી. વિક્રમ સંવત ૧૮૬૫ના ફાગણ સુદ બીજની રાત્રે કેશરામુખી અને તેમના ભાઈ નાથામુખીએ ભગવાનશ્રી

સ્વામીનારાયણના પ્રત્યક્ષ દર્શન કરવા અમદાવાદ જવા પ્રયાણ કર્યું. અનેક મુશ્કેલીઓ વેઠી તેઓ શ્રીએ ભગવાન સ્વામીનારાયણના પ્રત્યક્ષ દર્શન કરી તેમની પાસેથી ગુરૂ મંત્ર અને પાંચ વ્રત લીધા....

૧. તન, મન અને ધનથી પ્રવિત્ર રહેવું

૨. ચોરીના કરવી.

૩. વ્યભિચારથી દૂર રહેવું.

૪. દારૂ-માંસ ન લેવા.

૫. પોતે વટલાવવું નહીં તથા કોઈને વટલાવવાં નહીં.

ગુરૂ આશીર્વાદ લઈ કચ્છમાં પરત ફર્યા પછી પોતાની બધી જ શક્તિ પાટીદાર જ્ઞાતિમાં ધર્મ જાગૃતિ લાવવામાં ખર્ચી નાખવાનો નિર્ધાર કર્યો.

**વિથોણ ગામે ગેઢેરાઓ સાથે ઘર્ષણ**

સંવત ૧૮૭૨ના ચૈત્ર વદ-૭ના રોજ ત્રણેય પાંચાડાના જ્ઞાતિ આગેવાનો વિથોણના ધર્મ સ્થાને ભેગાં થયાં. કેશરામુખી અને તેમના સાથીદારોને ખાસ આમંત્રણ આપવામાં આવ્યું. દરેકના મનમાં મુખી અને તેના મળતીયાઓનું કાસળ કાઢી નાખવાનો પાપી વિચાર હતો.

ગેઢેરાઓ વતી અખઈ માનાણીએ ઉભા થઈ કેશરામુખીને ઠપકો આપતાં કીધુકે "મુખી, તમે એક પાંચાડાના આગેવાન થઈ આપણી નાતના ઠરાવનો ભંગ કર્યો છે. એમ આખી નાતનું માનવું છે. એ ખરૂ છે કે ખોટું ?"

"ખરુ છે તેમ ખોટું પણ છે" મુખીએ ઠંડે કલેજે જવાબ આપ્યો.

આ સાંભળી આગેવાનો બોલી ઉઠયા... નાતના ઠરાવનો ભંગ કર્યો છે એટલે તમે અને તમારા સાથીદારો નાતના ગુનેગાર બન્યા છો. માટે નાત જે સજા કરે તે ભોગવવી જ પડશે. તેમ કરવામાં જરાપણ આનાકાની કરશો તો અમારે તમને નાતબાર મુકવા પડશે. બોલો શું વિચાર છે.

આ સાંભળી નાનામોટા નાતીલાઓએ પણ તેમાં હાજીયો પૂરાવ્યો અને પાંચેય જણાને સજા થવી જ જોઈએ તેવી માંગણી કરી. જો તેમને સજા ન ભોગવવી

હોય તો નાતને પગે પડી માફી માગે અને ભૂલનો એકરાર કરી સ્વામીનારાયણ ધર્મ છોડી આપણો જૂનો ધર્મ અપનાવી લે. તેમ ન કરે તો તેમના છોકરાના થયેલા સગપણ સાંતરાના, લેવણ-દેવણના સબંધો તોડી નાખવા અને નાતબાર કરવા તેવો લેખીત ઠરાવ કરે તેવી બધાએ માંગણી કરેલ.

કેશરામુખીએ વિનંતી પૂર્વક જવાબ વાળ્યો. ''આપણી નાતનો હુકમ અમે શાંતિથી સાંભળ્યો. હવે નાત અમારી વાત શાંતિથી સાંભળે તેવી નમ્ર અરજ છે. સમાજએ ભગવાનનું જ સ્વરૂપ છે અને આપણા બધાની જનેતા છે. તેની સમક્ષ નિષ્પક્ષ રીતે ચર્ચા વિચારણા કરી બધા ભાઈઓની અનુમતીથી જે કોઈ ઠરાવ થાય તે ઠરાવ પસાર થયો કહેવાય.

અમે સમાજને વિનંતી પૂર્વક પૂછીએ છીએ કે કયાં કારણસર એક તરફી સજાનો હૂકમ કરવા માગે છે. અમે નાતના કયા નિયમો અને કે ઠરાવોનો ભંગ કર્યો છે તે જણાવવા વિનંતી છે.

આગેવાનોએ કહ્યું : સંવત ૧૮૩૨ના ફાગણ વદ-૧ ૩ની રાત્રીએ નખત્રાણા ગામે કરેલ ઠરાવ ''જ્ઞાતિના કોઈ માણસે બારોટ, વહીવંચા સાથે હળવું-ભળવું નહીં. ગોર કે બ્રાહ્મણ પાસે કોઈ ક્રિયા કરાવવી નહી... નાતે ગૌરીશંકર જાનીને રજા દીધી છે.... હવે લગ્ન ચોરીમાં નહીં પણ દુઆ પઢીને સૈયદની હાજરીમાં થશે.... દશાંશ અને વીશાંશ ફરજીયાત સૈયદના વંશ વારસોને જીવીએ ત્યાં સુધી પેઢીઓ સુધી આપવાની રહેશે.... આ કાયદામાં કોઈ ચૂક કરે તો તેઓને નાતબારા મૂકવા.'' આખી કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિને આ ઠરાવ બંધન કર્તા છે અને તેમાં તમારા વડીલોની પણ સહીઓ છે, જે તેમના વંશવારસોને પણ કબૂલ મંજૂર હોય છે. તેમ જણાવ્યું.

મુખીએ સમાજને જણાવ્યું કે કોઈના પણ પૂર્વજોએ કરેલા સમાજીક કે રાજકીય ગુના બાબતે તેમની પાછળની પેઢીએ એટલે કે તેમના ભાવી વારસોએ સજા ભોગવવી જોઈએ તેવું કયા ધર્મના શાસ્ત્રોમાં કે રાજયના કાયદામાં લખ્યુંછે તે અમને જણાવશો.... અમારા વડીલોએ આ જુના કલ્પીત ધર્મને માન્યો ત્યાં સુધી અમે માન આપ્યું. પરંતુ હવે અમે એ પંથનો ત્યાગ કર્યો છે. તેથી અમોને આ બાબતના ઠરાવો કબૂલ મંજૂર નથી. બાકી નાત જેમ સમજે તેમ ? કારણ કે જ્યારે આપણા વડીલોએ તે વખતના અસલ વૈદિક સનાતન ધર્મ છોડીને બીજો એટલે કે હાલનો

જૂનો કલ્પીત પીરાણા પંથ સ્વીકાર્યો ત્યારે... તેમણે સનાતન ધર્મ પાળવા વાળા વડીલોને પૂછ્યું હતું. ?

http://goo.gl/qWMSVp



**વિડીયો : પ્રાગજી કાકાના ઠરાવની ગામ લોકોમાં ચર્ચા**

(તે વખતના સૈયદોના હાથે વટલાયેલા, મૂમના મુજાવર પણાના મહાત્વાકાંક્ષી પ્રપંચના ભંડાર સ્વરૂપ, સાક્ષાત પાખંડની પ્રતિમા સમાન, ધર્મદ્રોહી પ્રાઘજી કાકા જે સૈયદોના ગુલામ હતા અને તેથી જ તેમણે પોતાના જ પાટીદાર જ્ઞાતિ બંધુઓને છડે ચોક વટલાવી, હિન્દુ ધર્મ-કર્મ રહીત બનાવી, મુસલમાન બનાવવાની ભયાનક જાળ બિછાવી હતી.... **સૈયદ વલીમિયાંની રૂબરૂ ખાનામાં બાવાના પાટ આગળ ધૂપ કરીને આખી નાત પાસે લખત કરાવી, ઠરાવ કરી, પ્રતિજ્ઞા લેવડાવી. સમાજને વ્યવસ્થિત રીતે મુસલમાની બનાવવાની એક ચાલ હતી. જે આપણા ભોળા અજ્ઞાન ભાઈઓ સમજી શકયા ન હતાં.)**

(પરંતુ કેશરામુખી અને તેના સાથીઓ બરાબર જાણતા હતાં કે....... પ્રાઘજી કાકાએ કરેલ ઠરાવ પ્રમાણે વર્તવાથી ભવિષ્યમાં જ્ઞાતિની ગંભીર સ્થિતિ ઉભી થશે, ચોરી અને ચેહ જેવા હિન્દુ પણાના મુખ્ય સંસ્કારો બંધ થાય, બ્રાહ્મણોનું ગોરપણું જાય, અને તેના બદલામાં સૈયદોને ગુરૂ કરાય તો જ્ઞાતિને ભવિષ્યમાં મુસલમાન જ થવુ પડે. તેથી જ તેમને પીરાણા પંથનો ત્યાગ કરી મૂળ સનાતન માર્ગે જ્ઞાતિને પરત લાવવાનો મનસૂબો સેવ્યો હતો. )

આપણા વડીલો નંદનવન જેવા ગુજરાત દેશને છોડી, પોતાના ભાઈભાડુઓથી તીરસ્કૃત થઈ ઉજ્જડ, વેરાન, ડુંગરાળ, કાંકરાવાળી, કચ્છની ભૂમીમાં કેમ આવ્યા ? આ વાત અમે બહુ સારી રીતે જાણીએ છીએ.

**અંતમાં કેશરામુખીએ સિંહ ગર્જના કરી નાતના ગેઢેરાઓને જણાવ્યું કે, કોઈપણ સમાજના ભાઈઓ ઉપર ધર્મના નામે પજવણી કે હેરાનગતી કરશો તો મારે ના છૂટકે આપણા મહારાવશ્રી સમક્ષ તમારી સૌની ફરીયાદ કરવી પડશે.**

મુખીના જવાબો સામે બીજા સવાલો કરવાની નાતના ગેઢેરાઓ કે અન્ય નાતીલાઓની હિંમત ના ચાલી અને સમગ્ર સમાજે મૌખિક ઠરાવ કર્યો કે આ બાબતે ધર્મ ગુરુને જાણ કરવી અને તે કહે તે પ્રમાણે વર્તવું, પરંતુ કેશરામુખી અને સાથીઓને

હેરાન કરવા નહીં. અને તેમના સ્વામીનારાયણ ધર્મમાં ફસાઈ ન જવાય તેની તકેદારી રાખવી.

**અંગીયામાં અબજી ભગત સાથે મારકૂટનો બનાવ**

**મનુષ્ય જાણે કે મે કરું... પણ કરતલ દુજો હોય....**
**આદર્યો અધવચ રહે... ને હરિ કરે સો હોય...**

એ સુત્ર પ્રમાણે એક દીવસ અંગીયા ગામે અણછાજતો દુઃખદ બનાવ બન્યો. કેશરા મુખીને સમાચાર મળ્યા કે અબજી કરસન ભગતને અંગીયા ગામના પિરાણા પંથીઓએ અમાનુષી માર માર્યો છે. તેમણે તરતજ વાડીએથી તેજાણ ઘોડી મંગાવી અને રાતોરાત મુખી અંગીયા જવા રવાના થયા. અબજી ભગતે વિગતો જણાવતાં કીધું કે જુના ધર્મપ્રેમી ભાઈઓએ મને જુના ધર્મ સ્થાનમાં બોલાવી કહ્યું કે "તારે જો આ ગામમાં રહેવું હોય તો આ તારા સ્વામીનારાયણની કંઠી તોડીને નાખી દે અને જુના ધર્મમાં પાછો આવી જા, જો એમ નહીં કરે તો ગામમાં રહેવું ભારે પડશે" જીભાજોડી થતાં મેં કહ્યું કે તમારામાં હિંમત હોય તો પહેલાં કેશરા મુખીની કંઠી તોડાવો પછી બીજી વાત કરો. હું કોઈપણ સંજોગોમાં ભગવાન સ્વામીનારાયણની કંઠી ઉતારવાનો નથી. મરી જઈશ તો પણ તમારા પંથમાં માથુ નમાવીશ નહીં. મને પુરેપુરી શ્રધ્ધા છે કે મારો ઈષ્ટદેવ મારી રક્ષા કરશે. આ સાંભળી ચાર જણાયે મને મોઢા ઉપર થપાટો મારી અને બીજાએ ચામડાના દોરડાથી મારા હાથ-પગ બાંધી દીધાઅને માલોળામાં મને ઉંચે બાંધ્યો અને કહ્યું... બોલ હવે કંઠી તોડવી છે કે નહીં? મેં સાફ ના પાડી દીધી જે સાંભળી તેમણે લાકડી વડે મને ઢોરની જેમ મારવા માંડ્યા પછી નીચે ઉતારી ધક્કા મારી મને ધર્મ સ્થાનની બહાર કાઢી મેલ્યો.

અબજી ભગતની વાત સાંભળી અને પડેલો માર જોઈને શ્રી કેશરા મુખીના અંતરમાં ક્રોધનો દાવાગ્નિ ભભૂકવા લાગ્યો. તેમણે તાત્કાલીક સમાજના નાના મોટા બધા ભાઈઓને ભેગા થવાનું કેણ મોકલ્યું અને નહીં આવે તો બીજા દિવસે નખત્રાણાની જેલ ભેગા થવું પડશે તેમ જણાવ્યું.

મુખીના કેણથી અને ડરથી બધાજ જુના ધર્મ સ્થાનમાં ભેગા થયા. ત્યારે મુખીએ કહ્યું "વાત વાતમાં તમે આવો જુલમ કરો છો તે મારાથી સહન નહીં થાય.

હું આવતી કાલે સવારે જ અહીંથી સીધો ભુજ જઈશ અને તમારા આવા જુલમ સામે ફરીયાદ કરીશ''

મુખીની વાત સાંભળી બધા અગેવાન નરમ થઈ ગયા અને બે હાથ જોડી નમ્રતાથી કહ્યું.... મુખી, તમે સમજુ અને ડાહ્યા છો અમે અભણ અને અજ્ઞાની છીએ.... અમે ભૂલ બદલ માફી માગીએ છીએ... તમે કહો તેમ લખી આપીએ કે હવેથી અબજી ભગત, તેમના કુટુંબીજનો તથા સાથીદારો અને સ્વામીનારાયણ ધર્મ પાળનાર કોઈપણ ભાઈ બહેનને અમે હેરાન પરેશાન નહીં કરીએ. એમના જાન માલનું કોઈ નુકશાન થાય તો તે માટે અમે જવાબદાર છીએ.

શ્રી કેશરા મુખીએ કહ્યું.... તમે બધા સામાનું માથુ કાપીને પાઘડી પહેરાવવાની વાત કરો છો... તમારા શબ્દોમાં આડંબર છે... તમે બધા જે કરો છો તે શું તમારા ઘરનો કાયદો ચાલે છે ? કચ્છનું રાજ્ય કણબીઓનું છે એમ તમે સમજી બેઠા છો ? જેમ ફાવે તેમ દિવાની-ફોજદારી વાપરો છો ? તમારા મનમાં શું સમજી બેઠા છો ?.... આમ દમ ભીડાવી.... આગેવાનોની જાટકણી કાઢી મુખીએ કાગળો અને શાહી-ખડીયો મંગાવ્યા.... અને પોતાના હાથે જ સામા પક્ષ તરફથી લખાણ લખ્યું....

''આજથી સ્વામીનારાયણ ધર્મ પાળતા કોઈપણ ભાઈ યા બહેનને સિધી યા આડકતરી રીતે જુનો ધર્મ પાળવા વાળા ભાઈઓ સહેજપણ હેરાન પરેશાન કરશે નહીં તથા કોઈના જાન માલનું નુકશાન નહીં થાય તેની લેખિત કબુલાત આપીએ છીએ''

હાજર આગેવાનોની સહીઓ લીધી.... એક નકલ અબજી ભગતને આપી અને એક નકલ પોતે રાખી...

શ્રી કેશરા મુખી અને તેના સાથીદારો સ્વામીનારાયણ ધર્મનો જોરશોરથી પ્રચાર કરવા લાગ્યા... પણ, જુના ધર્મવાળા ભાઈઓ તરફથી તેનો ઉગ્ર વિરોધ ચાલુ રહ્યો અને સગપણ-સાંતરાં તોડવાના-તોડાવવાના બનાવો વધવા લાગ્યા.. કચ્છના રાજ્યનું પીઠબળ હોવા છતાં મુખી ઘણી વખત મુંઝાઈ જતા...

## માતાના મઢમાં થયેલ કરાર

વિક્રમ સંવત ૧૮૮૪ ના આસો સુદ નોમના કચ્છના મહારાવ માતાના મઢ આવ્યા હતા.. ત્યારે કેશરા મુખી તેમને મળવા ગયા અને મહારાવ સાથેની વાતચીત દરમ્યાન પોતાની તકલીફો અંગે જાણ કરી... તુરંતજ મહારાવશ્રીએ ખોંભડી-નેત્રા ગામના આગેવાનોને હજુરશ્રી સમક્ષ ઉપસ્થિત રહેવા કેણ મોકલ્યું...

બીજા દિવસે મહારાવશ્રીએ આગેવાનોને સમજાવતાં કહ્યું... એક જ ગામમાં રહી ધર્મ બાબતે આપસમાં ઝઘડો કરવો તે યોગ્ય નથી.... તેમાં અડચણો કે અવરોધ ઉભો કરી અક્કલ અને અજ્ઞાનતાનું પ્રદર્શન કરી તમારી નાતની અભણ અને અસંસ્કારી નાત તરીકેની જાહેરાત કરો છો અને સમાજને બદનામ કરો છો... વળી સગપણ-સાંતરાં પણ તોડાવો છો... જે બરાબર નથી... અમારું ફરમાન છે કે હવે થી ધર્મનો ઝઘડો સમાજમાં લાવવો નહીં.. અને છતાં એમ થશે તો ગુનેગાર થશો અને તમને સજા થશે...

આ સાંભળી ગેઢેરાઓએ દરબારશ્રીને અરજ કરી... અન્નદાતા કેશરા મુખીએ અમારા ધર્મનો વિરોધ કરવામાં કશું બાકી રાખ્યું નથી... અમારા ધર્મને તેઓ સહેજ પણ ગણકારતા નથી... હવે અમારે કેશરા મુખી સામે શું કરવું ?

દરબારશ્રીએ કહ્યું... શ્રી કેશરામુખીની વાત તમને યોગ્ય ન લાગતી હોય તો તેમના ધર્મને ના સ્વીકારશો... પરંતુ એમણે ધર્મ માટે સમાજના નિયમો તોડીને ગુનો કર્યો હોય તેવો કિસ્સો બતાવો... ગેઢેરાઓ કોઈ કિસ્સો બતાવી શક્યા નહીં... એટલે મહારાવશ્રીએ કહ્યું તમે પોતે જ વાંક ગુનામાં છો... તેથી અમારી સમક્ષ સુલેહ શાંતિનો ઠરાવ તમોએ કરવો પડશે...

મહારાવશ્રી દેશળજી સમક્ષ સર્વેએ લખી આપ્યું કે.... અમારા બંને પક્ષોમાંથી જ્ઞાતિના કોઈપણ ભાઈ યા બહેન પોતાની મરજીથી કોઈ ધર્મ પાળે તેમાં અમે કોઈ રીતની અટકાયત કે ખોટી રીતે હેરાન પરેશાન કરીશું નહીં... અને જો આ કરારનું બરાબર પાલન ન કરીએ તો અમે દરબારશ્રીના ગુનેગાર ગણાઈશું...

કરારની એક નકલ કેશરા મુખીએ રાખી અને બીજી નકલ રૈયા નાકરાણીના હાથમાં આપી...

## વિથોણ નાતની સભામાં રૈયા નાકરાણી દ્વારા કરાર ભંગ

થોડો સમય કાંઈક ઠીક ઠીક ચાલ્યું... વળી પાછું હતુ તેમનું તેમ હેરાનગતી ચાલતી રહી... જેથી ૧૮૮૭ ના ભાદરવા વદ પાંચમના વિથોણ ગામે નાત ભેગી થઈ ત્યારે કેશરા મુખીએ નાતને બે બોલ રજુ કરવા વીનંતી કરી... અને માતાના મઢ ખાતે થયેલ કરાર અંગેની વાત કરી... સભામાં જ રૈયા નાકરાણી અને મુખી વચ્ચે ઉગ્ર બોલાચાલી થઈ... રૈયા નાકરાણીએ ક્રોધના આવેશમાં દરબારશ્રી સમક્ષ થયેલા કરારની નકલ નાત વચ્ચેજ ફાડી નાખી અને તેના ટુકડા મુખીના ખોળામાં નાખી અને બરાડ્યા.... લે આ તારો કરાર... ધોઈને પીજા... અમને કબૂલ મંજુર નથી... તારાથી થાય તે કરી લે...

મુખીએ નાતને અરજ કરી... આપણી નાત આજની આ ઘટનાનો ન્યાય આપે... નાતના કેટલાક સમજુ ગેઢેરાઓએ રૈયા નાકરાણીને કહ્યું.... તમે જે વર્તન કર્યું છે તે મુખીનું અપમાન નથી.... આ નાતનું અપમાન છે... તમારા ગુના માટે નાત તરફથી પંચ ઉઠશે અને તે જે કહેશે તે સજા તમારે ભોગવવી પડશે.... નાતના ફરમાનથી નામદાર પંચ ઉઠ્યા અને ચર્ચા વિચારણા કરી ઠરાવ્યું કે... નાતના શિસ્તનો ભંગ કરવાના પહેલા ગુના બદલ ૫૧ કોરીનો દંડ... અને દરબારશ્રી સમક્ષ થયેલ કરાર ફાડી નાખવા બદલ ગામની ગાયોને બે ગાડા લીલો ચારો નાખવો.... બધા સમક્ષ આ ફંસલો સંભળાવ્યો અને રૈયા નાકરાણીને કહ્યું કે તમને આ કબૂલ મંજુર છે કે નહીં તે કહો...

રૈયા નાકરાણી નરમ ગેસ જેવા થઈ ગયા અને માફી માંગી... અને નાતનો દંડ ભર્યા બાદ દરબારશ્રી જે સજા કરે તે ભોગવવાની તૈયારી બતાવી...

કચ્છના મહારાવશ્રીને આ વાતની જાણ થતાં વિથોણ સભામાં હાજર સર્વે આગેવાનો અને રૈયા નાકરાણીને બોલાવ્યા... અને સઘળી હકીકત જાણી... રૈયા નાકરાણીએ પોતાની ભૂલ કબૂલ કરી... છેવટે દરબારશ્રી બોલ્યા... બધા ઝગડાના મૂળમાં તમે જ છો... તેથી હવેથી તમે લોકો શ્રી કેશરામુખી અને તેના સાથીદારો સામે જે કાંઈ ફરીયાદ કરશો તે અમે સાંભળીશું નહીં... ફક્ત કેશરા મુખીની વાત સાંભળીશું.... જાવ હવેથી ઝગડા કરશો નહીં... તેમ કહી સૌને રજા આપી...

## મંદિર બાંધવાનો મક્કમ નિર્ધાર

શ્રી કેશરા મુખી અને તેના સાથી મિત્રોએ નેત્રા ગામે જુના ધર્મસ્થાનની બરાબર સામે ભગવાન સ્વામીનારાયણનું મંદિર બાંધવાનો નિર્ણય કર્યો... જુના ધર્મ વાળા પાસેથી મિલકતમાં અડધો ભાગ માંગ્યો... ફરી ઝગડાના શ્રી ગણેશ મંડાયા... જુના ધર્મ વાળાઓએ કેશરા મુખીને પડકાર ફેંક્યો કે .... જો તમે મંદિર બાંધશો તો તમારી કોઈની પણ સલામતી રહેશે નહીં.... અમે ખુંખાર જંગ ખેલીશું.. અને લોહી રેડીશું... પણ, અમારા ધર્મ સ્થાન સામે મંદિર બંધાય તે અમારું નાક કપાવવા બરાબર છે.... અમે સૌ પ્રાણના ભોગે પણ આમ કરવા નહીં દઈએ....

ધાક ધમકી સાંભળી કેશરા મુખી અને નાથા મુખી બોલ્યા મંદિર બંધાયાથી તમારા કોઈ ના નાક કપાવાના નથી.... નાક તો જેના હોય તેના કપાય... બાકી આપણા વડીલોએ જયારથી શુધ્ધ સનાતન ધર્મ છોડીને આ જુનો કલ્પિત પંથ સ્વીકાર્યો ત્યારથી જ સૌના નાક કપાઈ ગયા છે.... અમે તો આ નાક પાછા મેળવવાની કોશિષ કરીએ છીએ....

મંદિર બાંધકામના પાયા ખોદવાની મુખીએ શરૂઆત કરી.... પણ બન્યું એવું કે દિવસે જેટલા પાયા ખોદાય તેને જુના ધર્મ વાળા રાત્રે આવીને પુરી દે... આવું ઘણા સમય સુધી ચાલ્યું... છેવટે શ્રી કેશરા મુખીએ રાતોરાતજ કડકડતી ઠંડીમાં ભૂજ જવાનો નિર્ણય કર્યો....

## ભુજ દરબારમાં કેશરામુખીનો મોભો

વહેલી સવારે ભૂજ પહોંચી ગયા... રાજ્યની ઘોડ શાળામાં ઘોડી સોંપી નાઈ ધોઈને પૂજા પાઠ પતાવ્યા અને પોતે આવ્યાના સમાચાર દરબારશ્રીને મોકલાવ્યા.... શ્રી કેશરા મુખીનું આખાય કચ્છ રાજ્યમાં અને દરબારમાં બહુજ માન કરાતું ... મુખીને જયારે પણ મળવા આવવું હોય ત્યારે તેઓ સમય માંગ્યા વગર મળવા આવી શકે છે.... તેવો હુકમ ખુદ દરબારશ્રીએ કર્યો હતો.. અને પોલીસ ખાતાને પણ સુચનાઓ અપાઈ હતી...

મુખી દરબારશ્રીના એટલા બધા વિશ્વાસુ માણસ હતા કે તેમને રાણી વાસમાં જવાની પણ છુટ આપેલ હતી...

(સંવત ૧૯૧૫ માં મહારાવશ્રી દેશળજીએ કુમારશ્રી પ્રાગમલજીનું રાજ્ય તરફથી ખાંડુ લઈને તેમને ઝાલાવાડ દરબારમાં મોકલ્યા હતા... લગ્ન વિધિ પતાવીને જાન રાણી સાહેબાને લઈને ભૂજ પરત આવી ત્યારે શ્રી કેશરા મુખીએ રાણી સાહેબાને ધર્મના બહેન બનાવ્યા હતા અને અબડાસા તાલુકાનું બિટ્ટા ગામ દરબારશ્રી પાસેથી વેચાતું લઈ કાપડામાં ભેટ આપ્યું.... સંવત ૧૯૩૨ માં ખેંગારજી ત્રીજા રાજગાદી ઉપર બેઠા ત્યારે કેશરા મુખી રાજાના મામા તરીકે હાજર રહ્યા હતા અને રાજ્યને શોભે તેવી મોટી રકમ ભાણેજને ભેટમાં આપી હતી....)

મુખી આવ્યાનો સંદેશો મળતા દરબારે તેમને મળવા બોલાવ્યા.... મુખીએ નમસ્કાર કરી નેત્રા ગામ બનેલી સર્વે હકીકતથી વાકેફ કર્યા... પોલીસ વડાને તરત બોલાવી આદેશ કર્યો કે... શ્રી કેશરા મુખી કહે છે તે બરાબર સમજી લો... અને તે જે કહેવા અને કરવા માંગતા હોય તેમાં રાજ્ય તરફથી બધી જ મદદ કરવાનો પાકો બંદોબસ્ત કરો...

નખત્રાણાના પોલીસ અમલદારને હુકમ કરો અને તેમની દેખરેખ હેઠળ ખોદકામ અને ખાતમુહૂર્ત કરવાની વ્યવસ્થા કરો... દરબારશ્રીએ જણાવ્યું કે નખત્રાણા કોર્ટનું નવું મકાન બંધાઈ રહ્યું છે તેના જુના બારી બારણા વગેરે સામાન ઉપયોગી થાય એમ હોય તો તે પણ વાપરજો અને તે સિવાય પણ રાજ્યની જે મદદ જોઈતી હોય તે જણાવો...

## મંદિરનું ખાતમૂહુર્ત

હજુરના આદેશથી અને નખત્રાણાથી હથિયારબંધ ઘોડેસવાર પોલીસની હાજરીમાં મંદિરના પાયાનું ખોદકામ જોત જોતામાં પુરું થયું... ધીમે ધીમે સંવત ૧૯૦૯ મહા સુદ પાંચમના વસંત પંચમીના શુભદિને ખાતમુહૂર્ત નો સમય નજીક આવ્યો... રોહા જાગીરદાર... ખોંભડી... બાંડીયા ગામના દરબારોને તેમજ અમલદારો અને સમાજના ગેઢેરાઓને પણ આમંત્રણ અપાયા...

વસંત પંચમીના દિવસનો સૂરજ ઉગતા જ આખા ગામમાં હથીયાર બંધ પોલીસ બંદોબસ્ત અને અમલદારોના આગમનથી જુના ધર્મ વાળા ભાઈઓના ગાત્રો ઢીલા થઈ ગયા... અને વિચાર્યુ કે કેશરા મુખી સાથે મેળાપ રાખવો અને ખાતમુહૂર્ત માં હાજર રહેવું...

ખાતમુહૂર્ત સમયે કેશરા મુખીના મનમાં એક ભ્રમ વિચાર આવ્યો.... કે કોઈ વિધ્ન સંતોષી આગેવાનના હાથે વિધિ કરાવવી.... વિધિનો સમય થયો ત્યારે ગામના આગેવાન રૈયા નાકરાણીને પુરા માન સાથે વિધિમાં બેસાડ્યા... અને બ્રાહ્મણોએ પણ સમયસુચકતા વાપરીને રૈયા નાકરાણીના કપાળે યજમાન તરીકેનું તિકલ વૈદિક મંત્રોચાર સાથે કર્યું.... અને પોતે પણ તેમની બાજુમાં બિરાજમાન થયા.

આમ નેત્રા ગામે સ્વામીનારાયણ ભગવાનના મંદિરનું ખાતમુહૂર્ત કરી શ્રી કેશરામુખીએ કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિમાં સનાતન ધર્મનો પ્રથમ પાયો નાખ્યો.

## મંદિર પ્રતિષ્ઠા મહોત્સવ

સંજોગોની અનુકૂળતા ઉભી થતા. મંદિરનું બાધકામ ઝડપ ભેર ચાલવા લાગ્યું. ત્રણેક મહિનામાં મોટા ભાગનું કામ પૂરું થઈ ગયું હોઈ કેશરામુખી અમદાવાદ આચાર્યશ્રી અયોધ્યા પ્રસાદજી મહારાજીને મળી મૂર્તિઓ કયારે પધરાવવી અને તેની પ્રાણપ્રતિષ્ઠા કયારે કરવી તેની શુભ તિથી નક્કી કરવા ગયા. મૂર્તિઓ પધરાવવા માટે સંવત ૧૯૦૯ના વૈશાખ સુદ-૫ નો શુભ દિવસ નક્કી થયો. આમંત્રણ પત્રિકાઓ તૈયાર કરવામાં આવી.

આમંત્રણ પત્રિકા લઈ કેશરામુખી ભૂજના હજૂર સાહેબને આમંત્રણ આપવા ગયા અને માનકારી અમલદારો સહીત પધારવા વિનંતી કરી. ભૂજ હજૂરે બધાજ પ્રકારનો સાથસહકાર મળશે અને પરમાર્થના કામમાં બે ફીકર રહેવા જણાવ્યું. ખુશ થઈ કેશરામુખી રોહા જાગીરદાર, તેરા જાગીર, વિજોડ, જડોદર, ખોભડી, બાડીયા વગેરે ભાયાતી દરબારોને તેમજ નેત્રા ગામનું પાણી પીતી સમગ્ર પ્રજાને તથા આજુબાજુ નાનામોટા ગામના આગેવાન વહેપારીઓ અને નાગરીકોને આમંત્રણ પાઠવ્યું.

પ્રાણ પ્રતિષ્ઠાની શુભ તિથિનો મંગલકારી સૂર્યોદય થાય તે પહેલા જ નેત્રા ગામ વૈદિક મંત્રોચારથી ગુંજી ઉઠયું. ભગવાનની મૂર્તિને પ્રાણપ્રતિષ્ઠા સંતો, પવિત્ર બ્રાહ્મણો અને ધરમવીર શ્રી કેશરામુખીના શુભ હસ્તે કરવામાં આવેલ. સર્વેએ દર્શનનો લાભ લઈ ભગવાનની ચરણે યથા શક્તિ ભેટ મૂકી.

પ્રાણપ્રતિષ્ઠા પૂરી થતા આમંત્રિત સજ્જનનો ને તેમજ આજુબાજુના ખોભડી, બાંડીયા, સરવા, રસલીયા, ખીરસરા વગેરે ગામના ગામવાસીઓ તેમજ ભેખ, ભિક્ષુક, ભટ્ટ, ચારણ, બ્રાહ્મણ વગેરે હજારો માણસોને પ્રેમ અને માનથી જમાડયા અને મૂંગા જાનવરો તથા ગાયોને લીલો ચારો નિરવામાં આવ્યો.

**આમ ભગવાન શ્રી સ્વામીનારાયણના નવા મંદિરની રચના થઈ..... શ્રી અખિલ કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિમાં શ્રી કેશરામુખીએ શુદ્ધ સનાતન ધર્મનો મજબૂત પાયો નાખ્યો અને સમાજ સુધારાની દિશામાં પ્રથમ પગલા પડયાં.**

## જ્ઞાતિ પ્રત્યેનો પ્રેમ અને મક્કમતા

છ એક વર્ષ બાદ આચાર્ય મહારાજ નેત્રા ગામે પધારેલ ત્યારે.... તેમને કેશરામુખી અને તેના સાથીદારોએ તેમની પાસે બોલાવ્યા અને કરૂણા દ્રષ્ટિથી પૂછયું.... મુખી અમારા જાણવામાં આવ્યું છે કે, તમારા ગામના જૂના ધર્મ વાળા તરફથી તમને વારંવાર ખૂબ હેરાન-પરેશાની થાય છે અને જ્ઞાતિના રીતરીવાજોમાં મોટી મૂંઝવણ થાય છે..... એ સાંભળીને અમોને ચિંતા થાય છે.... જો તમારી ઈચ્છા હોય અને હિંમત ચાલતી હોય તો એક રસ્તો અમારી પાસે છે..... તમે બધા ભેગા મળીને કહેતા હોવ તો તમે જે લોકો લઘુમતીમાં છો તેઓ સૌને ભૂજ પરગણાના લેઉવા પાટીદારો સાથે રોટીબેટીનો સંબંધ અમે સુમેળથી કરાવી આપીએ. તમે લોકો લેઉવા પાટીદાર જ્ઞાતિમાં ભળી જાવ.... આ સાંભળી કેશરામુખી બોલ્યા....

મહારાજશ્રી આપ અમારી હિતની વાત કરો છો.... પણ, અમે ભૂજ પરગાણના લેઉવા પાટીદાર સાથે રોટી-બેટીનો સંબંધ બાંધવા માગતા નથી.... અને આપના અનુયાયી થયા છીએ.... ભલે અમારી સંખ્યા ઓછી છે.... <u>અમારી જ્ઞાતિ જે અમારે સૌને માટે માતા સ્વરૂપ છે તેને અમે અત્યારે કે ભવિષ્યમાં છોડવા માગતા નથી.</u> છતાં બીજા સાથીદારોને પૂછી જુવો....

ત્યારે નાથામુખી અને ગડાણી વાળા નાઈયા ઘોઘારી બોલ્યા કેશરા મુખી કહે છે. તે જ અમારા માટે સારૂ અને શોભા રૂપ છે.

**<u>તેથી ઓલી કહેવત પ્રમાણે નાતે તરવુ... નાતે ડૂબવુ....</u>**

આ સાંભળી આચાર્ય મહારાજ ખુશ થયા... અને કહ્યું કે મે કરેલી પરીક્ષામાં પાસ થયા છો.... સમાજએ ભગવાનના પડછાયા રૂપ છે. આમ સમાજ અને સંત ભગવાનથી સેજ પણ જુદા નથી. ભગવાન તમને જરૂર સહાય કરશે.

## મજીયારી મિલ્કતમાં અડધો ભાગ

સંવત ૧૯૩૩ના શ્રાવણ માસમાં નૈત્રાગામે ઉજવણીના પ્રસંગમાં પોતાના સાથીદારોને જમાડવા વાસણોની જરૂર પડી. મુખીએ મજીયારા વાસણોમાંથી અડધા ભાગની વાસણોની માંગણી કરી... જેને જૂના ધર્મવાળા ભાઈઓએ ઘસીને ના પાડી અને ઝઘડો કર્યો..... આ જોઈ કેશરામુખીએ લાલ આંખ કરી પરીણામ ભોગવવા તૈયાર રહેવાની ચેલન્જ આપી..... વાત મહારાજશ્રી સમક્ષ પહોંચી....અને મહારાજશ્રીએ હૂકમ લખાવી નખત્રાણા ન્યાયાધીશ ઉપર અને બીજી નકલ નેત્રાગામના કણબીના આગેવાનોને મોકલી આપી. જેમાં જણાવ્યું કે.... "નેત્રા ગામનાં જૂના ધર્મના ધર્મ સ્થાનમાં ગાંદલા, તાંબા પિત્તળના વાસણ વગેરે જે કોઈ જંગમ મિલ્કત પડી હોય તેના પર સીલ મારી દેવું અને વહેચણીનો નિકાલ ન થાય ત્યાં સુધી બન્ને પક્ષમાંથી કોઈએ તેનો ઉપયોગ કરવો નહીં."

આમ ઝઘડો વધ્યો... અને સામા પક્ષવાળા મહારાજશ્રીને ફરિયાદ કરવા ભૂજ ગયા. જણાવ્યું કે, કેશરામુખીએ અમારી મિલ્કત ઉપર સીલ મારી દીધા છે એ અમારું મોટું અપમાન છે, અન્નદાતા ! અમારે ન્યાય જોઈએ છે. મહારાજશ્રીએ અંદરોઅંદર સમજૂતી કરી અઠવાડીયા બાદ ફરી આવવા જણાવ્યું..... બંન્ને પક્ષમાંથી કોઈ નમવા તૈયાર ન હતું... એટલે હજૂર સાહેબે રોહા જાગીરના દરબારશ્રી ખેગારજી બાવા અને નેત્રા ગામના બંન્ને પક્ષના કણબીઓને ભૂજ બોલાવ્યા... બંન્નેની ફરીયાદો સાંભળી છેવટે ફેસલો આપ્યો કે.... નેત્રા ગામના કણબીઓની જે મજીયારી જંગમ મિલ્કતો હોય.... તેમાંથી અડધો ભાગ સ્વામીનારાયણ ભાઈઓને આપવો....

આ સાંભળી જૂના ધર્મપ્રેમી ભાઈઓએ કીધુ તેમની સંખ્યા ખૂબ ઓછી છે. તેથી અમને વધારે ભાગ મળવો જોઈએ..... દરબારશ્રીએ ખુલાસો કર્યો કે હાલમાં સ્વામીનારાયણ ધર્મ પાળનારની સંખ્યા ઓછી હોવા છતાં તે વધતી જાય છે.... અને તમારી સંખ્યા ઘટતી જાય છે....જે નવા છૂટા થશે તે કાલે ઉઠી ને ફરી પાછો ભાગ માંગશે... ફરી પાછો ઝઘડો શરૂ થશે.... આમ આપેલ ફેંસલો બરોબર છે... તેમાજ તમારુ હિત સમાયેલું છે...

## કેશરામુખીનો અંતિમ હૂંકાર

શ્રી કેશરામુખી તેમના સાથીદારો ધર્મનો પ્રચાર જોરશોરથી કરવા લાગ્યા... આ પ્રચારથી સામો પક્ષ પીડાવવા લાગ્યો... અને તેમની ચિંતાની ઝાળ તેમના ધર્મગુરુઓ સુધી પહોંચી....

કેશરામુખીએ સંખ્યા બળ વધતા સામાપક્ષને પડકાર કરીને કીધુ કે...

"જ્યાં સુધી હું મારા જ્ઞાતિ ભાઈઓને જૂના ધર્મના ખોટાં પાસથી છોડાવીશ નહીં ત્યા સુધી ઝંપીને બેસીશ નહીં.... હવે તો...

**અર્થ સાધયામી.... વા દેહં પાતયામી...**

મારું જે થવાનું હોય તે થાય પણ ધર્મનો જય થાય...

કદાચ મારો દેહ પડે .... મારુ કામ અધુંરૂ રહી જાય તો હું ભગવાનને અરજ કરીશ...

કે હે પ્રભુ ! મને બીજો જન્મ પણ મારી આ કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિ માતાની કુખે જ આપજે કે જેથી અધુરુ રહેલું કાર્ય હું પૂરુ કરી શકું...

આ કાર્ય પૂરુ થશે ત્યારે જ મારા આત્માને શાંતિ મળશે....

આમ જ્ઞાતિ સુધારાની ભીષ્મ પ્રતિજ્ઞા કરી... કેશરામુખી ધર્મ પ્રચારના કાર્યમાં લાગી ગયા...

## કેશરામુખીનો અંતિમ સમય

આમ કેશરામુખીએ ૯૦ થી ૯૨ વર્ષના લાંબા સમય દરમ્યાન એકલા હાથે સ્વામીનારાયણ ધર્મનો ધ્વજ ફરકતો રાખ્યો અને જ્ઞાતિના માર્ગ ભૂલેલા ભાઈઓ-બહેનોને શુદ્ધ સનાતન ધર્મના સાચા રાહપર લાવવાના પ્રયાસો કર્યા અને ભગવાન સ્વામીનારાયણના આર્શીવાદથી ૨૦૦૦ જેટલી નાની સંખ્યામાં જ્ઞાતિના ભાઈઓ મુખીના સાથીદાર બન્યા....

પણ અલ્પ સંખ્યા જોઈ તે ડરી જાય એવો આદમી ન હતો... એતો સાચો નરબકો હતો...શિરને માટે સત્ય વહેચવા નીકળેલો નરવીર હતો.

**અંત સમય નજીક આવતા...**

**શ્રી કેશરામુખીએ સર્વેને બોલાવી... છેલ્લી ભલામણ કરી કે...**

**જ્ઞાતિ આપણી માતા છે... એનું રક્ષણ કરવામાં કાયરતા દાખવી પીછે હઠ કરશો નહી... સમાજનો દ્રોહ એ ભગવાનો દ્રોહ છે... જગતમાં સમાજથી મોટુ અન્ય કોઈ નથી...**

**તમને સર્વેને બીજી ભલામણ છે કે....**

**તમે જૂનો ધર્મ છોડીને સ્વામીનારાયણ ધર્મ સ્વીકાર્યો છે... પણ તમે કયારેય મોહ-માયામાં ફસાઈને.... કોઈના દબાણ હેઠળ આવીને... કોઈપણ સંજોગોમાં આપણા શુદ્ધ સનાતન ધર્મને છોડશો નહીં... અને સાગર જેવડી મોટી આપણી કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિમાંથી કયારેય જુદા પડશો નહીં....**

**સંવત ૧૯૩૪ના આસો વદ-૧૪ને શુક્રવાર (કાળી ચૌદશ)ની રાત્રે દસ વાગે શ્રી કેશરામુખીનો પુણ્યાત્મા ૧૧૦ વર્ષ ૪ માસ અને ૧૭ દિવસનું લાબું આયુષ્ય ભોગવી આ ફાની દુનિયા છોડીને શ્રીજીના ચરણોમાં સદાને માટે અક્ષર નિવાસી થયો.**

### પરમ પૂજ્ય આદ્ય સુધારક... જ્ઞાતિ રત્ન... નરબંકા...

# શ્રી નારાયણજી રામજી લીંબાણી....

## જીવન અને કવન

શ્રી કેશરા પરમેશ્વરાએ જગાવેલ જ્ઞાતિ સુધારણાના પ્રયત્નો છતાં જ્ઞાતિમાં જડ ઘાલી બેઠેલા અધર્મયુક્ત પીરાણા પંથના ધતીંગને જ્ઞાતિમાંથી ઉખેડી નાખવા અને મુસલમાની ધર્મમાં વટલેલા હજારો જ્ઞાતિજનોને પવિત્ર સનાતન વૈદિક ધર્મના રસ્તે લાવવા.... આપખુદ, સ્વાર્થી ગેઢેરાઓના જુલ્મોથી છોડાવવા...

માતા રાજબાઈની કુખે અને રામજીભાઈના ખોરડામાં અવતરેલ ઈશ્વરીય પુરુષ આપણા આદ્ય જ્ઞાતિ સુધારક.... નરબંકા.... જ્ઞાતિ રત્ન...

### શ્રી નારાયણજી રામજી લીંબાણી....

ફરી પાછો....બરાબર ૧૧૫ વર્ષ બાદ નંદ ઘેર આનંદભયો....

અને ઓલી વિરાણીમાં નારણનો જનમ થયો.....

વિક્રમ સંવત ૧૯૩૯ વૈશાખ સુદ પૂનમના દિવસે બરાબર ૧૩૧ વર્ષ પહેલા તેમનો જન્મ કચ્છના મોટી વિરાણીમાં નારણબાપાનો જનમ થયો. ભગવાન સ્વર્ગમાંથી પુષ્પોની વર્ષા કરે છે અને મહિલાઓ ગીતો અને નૃત્યો વડે નારણના જનમને વધાવે છે.

રામને જેમ રાવણનો સામનો કરવો પડયો અને વનમાં ભટકવું પડયું, કૃષ્ણને જેમ પોતાનું સ્થાન છોડીને વૃંદાવનથી દ્વારકા સુધી આવવું પડયું.....

તેવી જ રીતે પરમ પૂજ્ય નારાયણ રામજી લીંબાણીનું જીવન સંઘર્ષ, યાતના..... પુરૂષાર્થ અને અનેક કષ્ટો વચ્ચે ગયું..... પરંતુ તેમનું જીવન કાર્ય કચ્છ કડવા પાટીદારોની સમગ્ર જ્ઞાતિને હિંદુ ધર્મના મૂળ પ્રવાહ સાથે જોડી શકયું.

અત્યંત કષ્ટ, પ્રચંડ પુરુષાર્થ અને સ્વાભિમાનથી સભર એવા આ જીવનનું આજે આપણે રસપાન કરીએ.

## બાળપણ

શ્રી નારાયણજીભાઈના પિતા રામજીભાઈ એ વખતના પ્રસિદ્ધ શિલ્પશાસ્ત્રી હતા. કચ્છ રાજ્યના ઈજનેરી ખાતામાં વર્ષો સુધી શિલ્પી તરીકે તેમને કામ કર્યું....

પરંતુ તે વખતના કડવા પાટીદારોના ધર્મમાં ઘૂસી ગયેલ પીરાણા પંથનું ધતીંગ તેમને લેશ માત્ર ગમતુ ન હતું.... પીરાણા પંથની સત્તાનો સૂરજ એ સમયે મધ્યાહને તપતો હતો અને માટે જ આ ધતીંગ ભરેલા ધર્મને એમણે આજીવન સહન કરી લીધો.....

જોત જોતામાં નારણ મોટો થવા લાગ્યો રાત્રે ન વધે તેટલો દિવસે વધવા લાગ્યો. એક વાર ટેકો લઈને ઉભા થયેલા નારણને ફરી ટેકાની જરૂર ન હતી.... તેતો અન્યને ટેકો આપવા જન્યો હતો.

બાળપણમાં શેરી (વથાણ)માં રમતા નારણને હંમેશા સરદારી/આગેવાની ભોગવતો જોઈ.... તેના પિતાના મનને થોડી ટાઢક થતી.... અક્ષર જ્ઞાન વગર ઉદ્ધાર નથી તે બરાબર જાણી ચૂકેલ રામજીભાઈએ પોતાના પુત્રને પાંચ ચોપડી સુધીનું શિક્ષણ આપી જ્ઞાનવાન અને દ્રષ્ટિવાન બનાવ્યો અને ખાનાપંથીઓથી દૂર કરવા મુંબઈ ધંધા અર્થે મોકલી આપ્યો.

કયાં કચ્છના નાના ખોરડા અને કયાં મુંબઈની ગગનચુંબી ઈમારતો... એ જોઈ નારણ મંત્ર મુગ્ધ બની ગયો... પોતે કડીયા કામથી પોતાના કામની શરૂઆત કરી... ઈંટો મુકતો જાય અને વચ્ચે સીમેન્ટનું સનાતની પુરાણ ભરતો જાય.... આ તો સનાતની કડીયો હતો....

ધસમસતુ યુવાન લોહી, પ્રખર બુધ્ધિમતા અને એન્જિનિયર જેવી દીર્ઘદ્રષ્ટિને કારણે નારાયણજી મુંબઈમાં કડીયા કામથી શરૂ કરીને કોન્ટ્રાકટર સુધી પહોંચી ગયો... શહેરના નામાંકિત એન્જીનીયરો અને શ્રીમંત શેઠીયાઓની નામના મેળવી પોતાના ધંધાને વિસ્તાર્યો... સમય જતાં મોટા કોન્ટ્રાકટરો સાથે પરિચય થતાં મ્યુનિસિપાલટી અને અન્ય સરકારી ખાતામાં પણ ઓળખાણ થતાં વધુ ને વધુ કામ મળવા લાગ્યું અને પ્રમાણીક મહેનતથી ધંધામાં સારી પ્રગતિ થઈ... લક્ષ્મી રૂમઝુમ કરતી આવવા લાગી....

પરંતુ તેમનું હૃદય વૈદિક ધર્મનું સતત અપમાન કરતા કબ્રસ્તાની પીરાણાપંથીની વિરૂદ્ધમાં હંમેશા ખિન્ન રહેતું. એક દિવસ તો હદ જ થઈ ગઈ કચ્છી લોહાણા શેઠ કેશવદાસ દામજીના મકાનનું બાંધકામ ચાલુ હતું તેવા સમયે ગોપાલભાઈ નામના સ્નેહીએ અત્યંત કટાક્ષમાં કેશવદાસજીને કહેલા શબ્દોએ નારાયણજી બાપાના હૃદયમાં કારમો ઘા લગાવી દીધો.....



**નાટ્ય : નારણબાપાના આઘાતનો પ્રસંગ**

**( ઈ કચ્છજા કણબી ભારી ભોચ્છા... ઈ ડિસે જેતા હિન્દુ જેડા, પણ ધરમ મેતો ઈ વડા કાકુર.... ન ઈ હિન્દુ ન ઈ મુસલમાન..... ઈની જે મેં મરે તડે દટજે અને પઈણે તડે ધોવા પડે...)**

http://goo.gl/gaUxVU

**આ પ્રસંગથી બાપાને કારમો ઘા લાગ્યો. તેમનું મન સતત બેચેન રહેવા લાગ્યું.**

**તકાજા હૈ વક્તકા... તુફાન સે જુજો...**

**કહા તક રહોગે... કિનારે... કિનારે...**

નારણ કુદી જા..... નદી પાર કર્યા સિવાય છુટકો નથી.... તને કોઈક જુદા જ હેતુસર આ પૃથ્વી પર મોકલ્યો છે.... અને જ્ઞાતિને આ પ્રપંચ થી છોડાવવા માટે ઉપરોક્ત પ્રસંગનું નિર્માણ કર્યુ છે.... બસ લાગીજા.... જ્ઞાતિ સુધારાના કામમાં.... ભેગી કરેલ લક્ષ્મીનો સદ્ઉપયોગ કર... અને જ્ઞાતિને પીરાણા પંથથી મુક્ત કર....

શ્રી રામચંદ્રના પ્રતાપીય ક્ષત્રીય વંશના અમે સુપુત્રો, કુર્મી રાજવંશી પાટીદારો આજે આ અવસ્થામાં ?...... દુ:ખી અને ગ્લાનિ ભરેલા હૃદયે તેઓએ નિર્ણય લીધો કે, તેમની જ્ઞાતિ ઉપર લાગેલા મૂમનારૂપી આ કલંકને કોઈપણ રીતે ધોઈ નાખવું.... મારે મારી જાતને પીરાણાપંથી નથી કેવડાવવું.... તેને ખાનાપંથી નથી કેવડાવવું...... સૈયદોના પગમાં આળોટતા નથી જોવા.....

**"ચાતક, ચકવા, ચતુરનર, નિત-નિત ફરત ઉદાસ"**

એ ન્યાયે તેઓ ઉદાસ રહેવા લાગ્યા. તેમની ઉદાસી જોઈ એમના માતાના મનમાં પણ પ્રશ્નો થવા લાગ્યા... દિકરાની વ્યાકુળતા જોઈ માનું મન પણ પડી ભાંગતુ... અને મા-દીકરા વચ્ચે ધરમ બાબતે ચર્ચાઓ થતી.....



**વિડીયો : નારાયણજી બાપાનો માતા સાથે સંવાદ**

http://goo.gl/dc5DdI

આવો અર્ધદગ્ધ ધર્મ આ ઉચ્ચ જ્ઞાતિમાં કેવી રીતે પ્રવેશ્યો ?

તે માટે તેમણે ઈતિહાસ ફંફોળ્યો....

માધવબાગ, હીરાબાગ, આર્યસમાજ મંદિર જેવા જાહેર સભા સ્થળોએ ધર્મ વ્યાખ્યાનો સાંભળ્યા....

'કડવા વિજય' જેવી માસીક પત્રિકાઓ વાંચીને... તથા જ્ઞાતિજનોની પૃચ્છા કરીને..... અને બીજા ઐતિહાસીક લેખો માંથી.... તેમને શોધી કાઢયું કે....

કુર્મી પંથના આ રાજપુતો કોઈ મુસલમાની ધુતારાના ધતીંગથી ભોળવાઈને આવો ખીચડીયો ધર્મ અંગીકાર કરી બેઠા છે....

અને તેને પરીણામે જ ગુજરાતનો લીલો ફળદ્રુપ પ્રદેશ છોડી.....

પોતાના જ કડવા પાટીદાર જ્ઞાતિ બંધુઓથી હડધૂત થઈ.....

કચ્છ જેવી ખડ-ગોખરુ અને ભંઠીયાવાળી વેરાન ભૂમિમાં આવીને વસવાટ કરવો પડયો.... અને આ

કલમા પઢવાનાં કબ્રસ્તાની ધર્મથી વટલાઈ ચૂકયા છે....

કેટલાય સૈકાઓથી ગેઢેરાઓના કહેવાથી આ ધર્મમાં અંધશ્રદ્ધાઓથી વળગી રહ્યા છે.

વિધાતાએ લખેલ લેખને કોઈ મેખ કરી શકતુ નથી....

એવા સમયે વિધાતાએ નારાયણ બાપાની સમસ્યાનો ઉકેલ આપ્યો. દાણાબંદરમાં ગોપાલ મિસ્ત્રીના માળામાં રહેતા રાજકોટ નજીક ઢોલરાના નિવાસી મહાનુભાવ, જ્યોતિષી, ધર્મ ધૂરંધર, શાસ્ત્ર વિશારદ, નિઃસ્વાર્થ ઉપકારક, શ્રીયૂત રામેશ્વર મુરારીજી સાથે એમનો મેળાપ થયો.

રામેશ્વરજીની વિદ્વતા અને સાંસારીક, સામાજીક બાબતોની કોઠાસુજ, ને પરીણામે નારાયણ બાપાને નવો માર્ગ મળ્યો.



**નાટય : રામેશ્વરજી મહારાજ સાથે મિલનનો પ્રસંગ**

http://goo.gl/AUEA0q

તેમને નારાયણજી બાપાને વૈદિક ધર્મનું સાચુ જ્ઞાન આપ્યું.. તેમનો ઉપદેશ સાંભળી પૂજ્ય નારાયણજી બાપાએ પિરાણા પંથ છોડી ઉપવીત (જનોઈ) ધારણ કરવાની ઈચ્છા વ્યક્ત કરી.

રામેશ્વરજી મહારાજે બિલ્ખા નિવાસી બ્રહ્મનિષ્ટ મહાત્મા શ્રીમન્ન નથુરામ શર્માનો સંપર્ક કરાવ્યો અને તેમને બધી હકીકતથી વાકેફ કર્યા.

શ્રીમન્ન નથુરામ શર્માએ નારાણબાપાનો ઉત્સાહ જોતાં જનોઈ ધારણ કરવાનું સાહસ એકલા કરશો તો જ્ઞાતિને વિશેષ લાભ નહીં પહોંચે... તેથી પાંચ સાત સ્નેહીઓને સાથે લઈ દેહ શુધ્ધિ પ્રાયશ્ચિત કરાવવું હિતાવહ રહેશે...

<u>'દેહ શુદ્ધી પ્રાયશ્ચિત'</u> કરવાથી કચ્છ કડવા પાટીદારોને પુનઃસનાતન ધર્મ અંગીકાર કરવાનો માર્ગ મળતાં નારાયણબાપા આ માર્ગે ચાલવા અત્યંત ઉત્સાહિત થયા અને મુંબઈમાં તેમના પરીચયમાં રહેલા તમામને સમજાવી પુનઃ સનાતન ધર્મ અંગીકાર કરવા સમજાવ્યા.

સાથે સાથે મિત્રોને જણાવ્યું કે તમે સાથે નહી રહો તો હું એકલો પણ આ કાર્ય કરવાનો છું....

" આપણા ઈતિહાસમાં ધર્મના માટે હજારો સ્ત્રી-પુરુષોએ જીવન અર્પણ કર્યા છે મહાજ્ઞાની તેમજ સત્તાધીશો અને નરેશો પણ ધર્મની યજ્ઞવેદી પર આનંદ પૂર્વક ખપી ગયા છે ત્યારે ધર્મ રક્ષણ માટે મારા જેવા સામાન્ય મનુષ્યના તુચ્છ જીવનની શું કિંમત ? મારે કરવાનું છે તેતો હું કરી રહ્યો છું "

નારણ બાપાનો અડગ નિશ્ચય જોઈ સાતે ભાઈઓએ જીવશું તો સાથે અને મરસું તો પણ સાથે જ..... જ્ઞાતિના ગેઢેરાઓ ગમેત તેવો ત્રાસ આપશે તેને સપ્તઋષિની જેમ સહી લઈશું પણ જીવતા સુધી કદી જુદા નહીં જ પડીએ... એવો નિશ્ચય લઈ.....

સવંત ૧૯૬૪ના જેઠ સુદ ૫ને ગુરૂવારના રોજ પતિત પાવિની ગોદાવરીના પવિત્ર તટે.... ભોળાનાથ શીવજીની શાક્ષાત હાજરી છે. ત્રંબકેશ્વર તીર્થમાં કેટલાક પ્રસિદ્ધ વિદ્વાન બ્રાહ્મણો દ્વારા પૂજ્યશ્રી રામેશ્વર મહારાજની આગેવાની હેઠળ પ્રાયશ્ચિત કરાવી યજ્ઞોપવિત લઈ તીર્થક્ષેત્રના પવિત્ર જળ હાથમાં લઈ સૂર્ય નારાયણની સાક્ષીએ શુદ્ધ થવાનો સંકલ્પ કર્યો અને તન-મન-ધનથી જ્ઞાતિજનોને સનાતન ધર્મની સેવા કરવા માટે કટીબદ્ધ કર્યા.

તે સમયે નારણ બાપાની ઉંમર ફક્ત ૨૫ વર્ષની હતી.

## વિડીયો : ગોદાવરી તીરે દેહશુધ્ધિ



http://goo.gl/QfxBk4

**આ ધર્મવીર સાત ભાઈઓ હતા.**

(૧) નારાયણ રામજી લીંબાણી - વિરાણી

(૨) રતનશી કરશન છાભૈયા - રાજપુરવાળા

(૩) રામજી જેઠા રંગાણી - ગઢશીશાવાળા

(૪) વિશ્રામ દેવજી નાકરાણી - વિરાણીવાળા

(૫) કરશન ભાણજી નાકરાણી - વિરાણીવાળા

(૬) હરજી લધ્ધા રામાણી - લુડવાવાળા

(૭) અરજણ ભીમજી ભગત - અંગીયાવાળા

નાયા શીવજી મોટીવીરાણી વાળા પાછળથી જોડાયા...

દેહશુદ્ધી પ્રાયશ્ચિતનું આ પવિત્ર કાર્ય પીરાણા પંથીઓના ધ્યાનમાં આવ્યુ. ત્યારે તેમના પેટમાં તેલ રેડાયું.....

ભોળા પાટીદારોને છેતરી દશાંશ-વિશાંશની લૂંટફાટ કરી આખી જ્ઞાતિને ભીખારી બનાવી દેવા સુધી શોષીત કરી હતી. તેમના ષડયંત્રો ઓછા ન હતા.

આજ પ્રકારની વિકૃત મનોદશા ધરાવતા આ પીરાણા પંથીઓ નારાયણ રામજી લીંબાણીના યજ્ઞોપવિતના પવિત્ર કાર્યને કઈ રીતે સહી શકે ?.....

અને તેથી તેમણે દેહ શુદ્ધી કરેલા તમામ લોકોના પરીવાર જનોને ત્રાસ આપવા માડયો. તેમની સાથે ખાવાપીવાનો, ઉઠવા-બેસવાનો અને દિકરી આપવાનો (રોટી-બેટી) વ્યવહાર બંધ કર્યો,

આ ઉપરાંત ધાક-ધમકી આપવાનું શરૂ કર્યું. જેને પરીણામે અંગીયાના અરજણ ભીમજી ભગત અને હરજી લધા રામાણી લુડવા વાળા ધર્મપત્નીના વિરોધ, ઘર કંકાશથી અને સમાજના ત્રાસથી હારીને જનોઈ ત્યાગી પુનઃછાંટ લેવા ખાનામાં ગયા.

પરંતુ બાકી રહેલા છ ભાઈઓ સંપ અને સહકારથી ઉત્સાહમાં આવી ગયા.... અને તેમને સ્વધર્મવર્ધક અને જ્ઞાતિ હિતચિંતક મંડળની સ્થાપના કરી

અનેક દિશાઓથી જોરદાર ચળવળ ચલાવી જ્ઞાતી ભાઈઓને જાગૃત કરવા અને પીરાણા પંથના પાપ અને જુલ્મથી જાણકાર કરવા વિવિધ લેખો મુંબઈના વર્તમાન પત્રમાં છપાવીને અને છુટક હેન્ડબીલો વહેંચીને તથા અનેક નાના મોટા મુદ્દાસર પુસ્તકો છપાવીને પ્રચાર કરવાનું ચાલુ કરી દીધું... ધીમે ધીમે ઘણી જગ્યાએ તેમની આ પ્રવૃત્તીને અનુમોદન મળવા લાગ્યું...

કહેવાય છેને સંકટો તો ખરેખર ઈશ્વરે આપેલી અમૂલ્ય ભેંટ છે. જેનાથી માનવી ઘડાય છે અને માનવી આગળ ધપે છે રામને જો વનવાસ ન મળ્યો હોત, તો રાવણ વધ કેવી રીતે થયો હોત ? કારાવાસમાં કૃષ્ણ જન્મ ન હોત તો... કંશ, જરાશંઘ અને કૌરવો જેવા અનેક વિધર્મીઓનો નાશ કેવી રીતે થયો હોત ?

નારાયણ બાપા પોતાની પૂરી શક્તિથી જજુમવા લાગ્યા. તેમણે મુંબઈથી તેમના પિતાશ્રી તથા હિંમતવાન સબંધીઓને પત્ર લખીને સુચના કરી કે ગામ શ્રી ઘડાણી, નેત્રા, રવાપર વિગેરે સ્થળે જઈ ૧૫૦ વર્ષ પહેલાં પીરાણા પંથથી છુટા થઈ સ્વામીનારાયણ સંપ્રદાયમાં ગયેલ ૨૦૦ જેટલા કુટુંબો જેઓ લગ્ન પ્રસંગે દુઆ પઢવાનાબદલે ચોરીથીગ્ન કરતા અને મડદાને દાટવાને બદલે અગ્નિ સંસ્કાર કરતા હતા... પરંતુ ખાવા-પીવાની તેમજ કન્યાની આપ-લે પીરાણા પંથીઓ જોડે ચાલુ રાખી હતી... તેવા સત્સંગી હરીભક્તોને દેહશુદ્ધી પ્રાયશ્ચિત દ્વારા સનાતન ધર્મના સંસ્કાર આપે.....

પત્ર મળતાં તેમના પિતાશ્રી અને બીજા ભાઈઓ નેત્રા - રવાપર - ગડાણી તરફ રવાના થયા અને સત્સંગી ભાઈઓને દેહશુદ્ધિ પ્રાયશ્ચિત કરવા સમજાવ્યા. તે મિત્રોએ તેમના આચાર્યશ્રીને પૂછીને નિર્ણય લેવાનું જણાવ્યું...

સંવત ૧૯૬૭ ફાગણ વદ-૫ના દિવસે ઘડાણી મૂકામે સ્વામીનારાયણ સંપ્રદાયના આચાર્યશ્રી વાસુદેવ પ્રસાદની હાજરીમાં અને કચ્છના મહારાજ ખેંગારજીની મદદ મળતાં મહાયજ્ઞનું આયોજન કરીને તે સમયનાં તમામ સત્સંગી હરી ભક્તોને દેહશુદ્ધિ પ્રાયશ્ચિત કરાવીને પાવન કર્યા.

**આમ, નારાયણબાપાના પુરૂષાર્થથી સાત ભાઈઓની અલ્પ સંખ્યામાંથી દેહશુદ્ધી પામેલા ૨૦૦૦ પાટીદારોનો મોટો સમુદાય બન્યો.**

કરાંચીના મિત્રોએ શ્રી કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિ સુધારક યુવક મંડળની સ્થાપના કરી. આ મંડળ એટલે પહેલુ યુવાસંઘ.... જેનો સૌ પ્રથમ કાર્યભાર શ્રી લાલજી શીવજીને તથા મંત્રી તરીકે વીરાણીવાળા રતનશી ખીમજી ખેતાણીને સોપવામાં આવ્યો. કરાંચીના ઉત્સાહી કાર્યકર્તાઓએ કરાંચીમાં લોકજાગૃતિનું કાર્ય કરવા લાગ્યા.

આ મંડળે જ્ઞાતિ સુધારના અનેક જગ્યાએ કાર્યો આરંભ્યા અને જ્ઞાતિના નીચ, નફ્ફટ અને નાલાયક શૈતાનોના સાગરીત આગેવાનોના કુકર્મોનો, નિર્લજ્જ પશુઓને પણ શરમાવે તેઓ કલંકીત ઈતિહાસ રજૂ કરતાં સમાજમાં અનેરી ક્રાંતિ આવી.... સમાજના ભોળા માણસોને પોતાના વડવાઓ કેવી રીતે છેતરાયા તેનું ભાન થયું .....

નારણબાપાએ યુવક મંડળના મિત્રોને સમજાવતા જણાવ્યું કે છુટક પ્રવૃતિઓથી મોટા કાર્યો થઈ શકશે નહી.... માટે સમગ્ર કચ્છી કડવા પાટીદાર ભાઈઓની સભા બોલાવી સાથે મળી જ્ઞાતિ હિતના અને સ્વધર્મના વિષયો ચર્ચીને સમસ્ત જ્ઞાતિની સંમતી રૂપે મજબૂત ઠરાવો પસાર કર્યા વગર કદી પણ આ કાર્ય પાર નહી પડે....

જ્ઞાતિની મહાસભા બોલાવવાના સમાચારો પીરાણાપંથીઓના કાને પડતાં તેમના પેટમાં તેલ રેડાયું... અને તાબડતોબ ગેઢેરાઓ ભેગા થઈ નારણ અને તેના સાગરીતોને નાતબાર મુકવાની યોજના ઘડી... અંદરથી નારણબાપાની શકિતથી ગભરાયેલ હોવા છતાં આ કાર્ય કરવા સિવાય છુટકો ન હતો....

**નાટય : નારણબાપાને નાતબાર કરવાનો પ્રસંગ**



નારાણબાપા અને કરાંચી યુવક મંડળના મિત્રો આ ઘટનાથી બેવડા ઉત્સાહમાં આવી સમાજની પહેલી પરીષદ ઈ.સ. ૧૯૨૦માં ૮ થી ૧૧ ઓગષ્ટ માસમાં કરાંચી ખાતે યોજવાનું નક્કી કર્યું....

http://goo.gl/tnEebL

જેના પ્રમુખ તરીકે કચ્છ માનકુવા વાળા પ્રતિષ્ઠિત કોન્ટ્રાકટર રાજારામભાઈ શામજીભાઈ ધોળુની વરણી કરવામાં આવી....

## ધનલક્ષ્મીબેન દુધ-દહીં વાળો પ્રસંગ

ધન લક્ષ્મીબેનની ખોળે બેસાડેલી દીકરી રામબાઈની જાન પરત મોકલી... વ્યવહારો તોડ્યા.... મુંબઈમાં ભાઈઓએ જાકારો આપ્યો....

આ પરીષદમાં ૨૦૦૦ ભાઈઓ અને ૪૦૦ બહેનોની હાજરી હતી....
પરંતુ જોઈએ તેવો પ્રતિસાદ મળ્યો નહીં.... પીરાણા પંથી લોકોની નીચ, જુલ્મી આગેવાની વિરૂધ્ધ વાતો બહુ થઈ પણ નક્કર ઠરાવ થઈ શકયો નહીં...

પરીષદ બાદ નારણબાપે ઉદ્‌ગાર કાઢ્યા કે આ પરિષદ પાયા વગરની ઈમારત જેવી તકલાદી નીવડી.... ખોદ્યો ડુંગર ને નીકળ્યો ઉંદર જેવી સાબીત થઈ... ગેઢેરાઓએ આ પરીષદમાં ભાગ લેનાર બધાને નાતબાર કરવાના ફરમાનો કર્યા...

તે સમયે ૧૨ વર્ષે એક સામટા લગ્ન થતાં... આવો સમય આવતો હોઈ કચ્છમાં બીજી પરીષદ ભરવાનું નક્કી થયું... પરંતુ જુલ્મી પીરાણા પંથીઓના ગઢમાં તે શકય બને તેવું ઓછું લાગ્યું..... અધુરામાં પુરૂ નારણબાપાની તબિયત લથડતાં.... અંતિમ સમયે કચ્છમાં ન આવી શકતાં આ પરીષદ મોકુફ રાખવી પડી....

પરંતુ તે પછી ઈ.સ. ૧૯૨૨ના ૭ થી ૯ ઓકટોબર દરમ્યાન બીજી વખત કરાંચીમાં પરીષદ ભરાઈ .... પ્રમુખ તરીકે વીરબંધુ શ્રીયુત માવજીભાઈ પુંજાભાઈ જબુઆણીને પસંદ કરવામાં આવ્યા.... અને તેમાં પીરાણા પંથને દશાંશ વિશાંશ જેવા લાગા નહીં ઉઘરાવવાનો તેમજ સમાજના લોકોને હિંદુ ધર્મને અનુસરીને ચાલવાની ભારપૂર્વક અપીલ કરવામાં આવી.... અને સબજેક્ટ કમિટીની રચના કરી ઉપરોક્ત મહત્વના બે ઠરાવો પસાર કરવામાં આવ્યા... સાથે સાથે તે સમયે ૧૨ વર્ષે એક તિથિએ એક જ સમયે સામટા લગ્ન કરવાનો રીવાજ હતો... જેના કારણે સામાજીક સમસ્યાઓ ઉભી થતી હતી તેમજ... મરણ પાછળ ગજા બહારનો ખર્ચ.... શાહુકારોનો ત્રાસ.... વગેરે અનેક મુદ્દાઓ વણી લઈને નારાયણબાપાએ લોકોને સુધારવા માટે પ્રેર્યા....

આ પરીષદથી ઉત્સાહી થઈ વિરાણીમાં ૨૫૦... નખત્રાણામાં ૧૦૦... કોટડા જડોદરમાં ૧૫૦... તેમજ દેવીસર અને અન્ય ગામોમાં મળીને ૫૦ જેટલા લગ્નો વૈદિક વિધિ પૂર્વક સનાતન સંસ્કાર મુજબ કરવામાં આવ્યા.... પાખંડી ગેઢેરાઓએ ખૂબ ધમ પછાડા કર્યા પણ ફાવ્યા નહી....

બીજી પરીષદ બાદ નારણબાપાના ઉદ્‌ગાર હતા કે .... પરીષદનું પવિત્ર નામ તથા કામને શોભે એવી વિરતાભરી વ્યવહારીક કાર્યવાહી અમલમાં મૂકી લાંબા વખતથી મારા હૃદયમાં ધુધવાતા પ્રજ્વલિત અગ્નિમાં શાંતિમય આહૂતી આપી.... પરિષદ દેવીએ મારા હૃદયને પહેલ વહેલું ઠાર્યુ.....

કરાંચીમાં બીજી પરીષદ પછી સુધારાના કારણે કચ્છ અને મુંબઈમાં અનેક લોકોએ દેહશુદ્ધી પ્રાયશ્ચિત કર્યા અને સેંકડો જ્ઞાતિજનોએ આ કાર્યમાં ઉત્સાહભેર ઝંપલાવ્યું. તેના પ્રતિસાદ રૂપે ગઢશીશા, દયાપર, પાનેલી, રવાપર અને મુંબઈના ઘાટકોપરમાં અનેક ભાઈ-બહેનોએ દેહશુદ્ધી પ્રાયશ્ચિત કર્યું...

ત્રીજી પરીષદ ૧૯૨૪ ના ૧૪ થી ૧૭ એપ્રીલ દરમ્યાન મુંબઈ-ઘાટકોપર ખાતે મળી.... સભાના પ્રમુખ તરીકે ચંદુલાલ મણીલાલ દેસાઈની નિમણૂંક કરવામાં આવી.... સ્વાગત પ્રવચનમાં જણાવવામાં આવ્યું કે જેમણે દેહશુદ્ધી પ્રાયશ્ચિત કરેલ ન હોય તેમને ભાષણ કરવા દેવામાં નહીં આવે.... સભામાં સન્નાટો છવાઈ ગયો... તે સમયે વિથોણ વાળા વાલજી વસ્તા.... સભાજનોમાંથી આગળ આવી મંચ પર આવ્યા... માથેથી પોતાની પાઘડી ઉતારી જ્યાં સુધી દેહશુદ્ધી પ્રાયશ્ચિત ન કરે ત્યાં સુધી માથે આ પાઘડી ધારણ ન કરવાની પ્રતિજ્ઞા લીધી.... આ જોઈ અનેક લોકો આવી પ્રતિજ્ઞા લેવા આગળ આવ્યા...

## કંકુબેનનો પ્રસંગ

ત્રીજી પરીષદ બાદ પાનેલીના ખાનાના કારભારી ખેતા મુખીની દીકરી કંકુના લગ્ન પાનેલીના જ રામજી રાજા સાથે થયેલ...

કંકુએ પણ તેના પતિ રામજીભાઈ સાથે દેહશુદ્ધિ પ્રાયશ્ચિત કરતાં પીરાણા પંથીઓ ક્રોધે ભરાયા અને મુખી ઉપર કંકુ અને તેના પરીવારને પરત પીરાણા પંથમાં આવી જવા દબાણ લાવ્યા....

કંકુને ઘરે બોલાવી ત્રાસ આપ્યો... ધમકાવી.... ઘરેણાં અને કપડાં પણ પરત લઈ લીધા.... ભાઈ હાથ ઉપાડવા પણ તૈયાર થયો....

સનાતની સિંહણ જેવી કંકુએ હુંકાર કરી જણાવ્યું કે મારા શરીરના ટુકડે ટુકડા કરી નાખશો તો પણ હું તમારા પાપી પીરાણા પંથમાં પરત નથી આવવાની.... ખબરદાર... હદ ચુક્યા તો... થાણે ફરીયાદ કરી અને તમને બધાને જેલ ભેગા કરીશ.... તમારા માટે તમારી કંકુ અને જમાઈને મરેલા જાણજો....

ખોંભડી વાળા રમેશ વાઘડીયા પરિવારના સબંધો અટકાવ્યા.... વીરાણી (નખત્રાણા) તરફ સબંધો જોડવા પડ્યા...

## નારણબાપાની ચેલેન્જ

એ સમયે નારણબાપાએ લક્ષ્મણ કાકાને પીરાણા પંથ પ્રપંચી પંથ છે. તેવું સાબિત કરતો "એક પ્રાસ્તાવિક નિબંધ" પુસ્તીકા સ્વરૂપે છપાવ્યો અને તે વખતના મૂજાવર કાકા લક્ષ્મણ કરમશીને ચેલેન્જ કરી કે

**પીરાણા પંથ એ મુસલમાની ધર્મ છે તમે તેને હિંદુ ધર્મ છે તેવું સાબિત કરી આપો તો તમને રૂપિયા દસ હજાર રૂા. રોકડા આપવાની ખુલ્લી ચેલેન્જ કરી. આજના સમયમાં તે ઓછામાં ઓછા (૧૦,૦૦,૦૦,૦૦૦/-) દસ કરોડ રૂપીયા થયા. પરંતુ આ ચેલેન્જનો વળતો જવાબ કાકા આપી શકયા નહીં.**

ત્યારબાદ કચ્છના પાનેરી, કોટડા (જડોદર), નખત્રાણા, વીરાણી, દેવીસર તેમજ મુંબઈના માટુંગામાં અનેક જ્ઞાતિ બંધુઓએ મોટાપાયે દેહશુદ્ધિ પ્રાયશ્ચિતમાં ભાગ લીધો.

**ન ધન રહે ન જોબન રહે ન રહે ગામને નામ,**

**તુલસી જગમે જશ રહે કરદે કિસીકા કામ....**

આ સમયે કાકા લખમણના ગુજરી જવાથી પીરાણાના મુજાવર કાકાની જગ્યા ખાલી હતી. એ સમયે પાકા પીરાણા પંથી રામજી કાકાના મનમાં ગાદીના મુજાવર બનવાના સપના આવવા લાગ્યા.

Video: http://goo.gl/xKmPaa
Letter: http://goo.gl/BYVqV9

પણ.... નારાયણ બાપાના કાર્યો જોતા તેમની મદદ વગર કાકા બનવાનું શકય ના લાગ્યું. પીરાણાપંથીને જુઠુ બોલવાની અને પ્રપંચ ખેલવાની ચાલ મુજબ તેમને નારાયણ બાપાને એક દિવસ અમદાવાદ બોલાવ્યા.

**નાટય : કાકા રામજીનો ફરી જવાનો પ્રસંગ**



આમ પ્રપંચી કાકા રામજીએ કરેલ વિશ્વાસઘાત પછી નારાયણબાપાએ જુસ્સો બેવડાવી પીરાણા પંથીઓમાં શું શું ધતીંગ ચાલી રહ્યા છે અને સૈયદો કઈ રીતે જ્ઞાતિને પાયમાલ કરી રહ્યા છે. તે તાદશ્ય સ્વરૂપે લખીને એક દળદાર પુસ્તક "પીરાણા સંતપંથની પોલ" બહાર પાડી ખળભળાટ મચાવી દીધો.

**વિડીયો : પીરાણા પોલનું પ્રકાશન**



http://goo.gl/nl9uZt

પીરાણા સતપંથની પોલનું પ્રકાશન થતા જ પીરાણા સતપંથના કબ્રસ્તાની પંથમાં ખળભળાટ મચી ગયો સૈયદોના પ્રપંચથી કાકાઓ તથા અન્ય સ્વાર્થી આગેવાનો પીરાણા સતપંથની પોલ જપ્ત કરવા દોડાદોડ કરી મૂકી.

તેમાં રહેલું સત્ય એટલું જોરદાર હતું કે જેથી તે વખતનો ટીલાયત કાકા રામજી અત્યંત આકુળ-વ્યાકુળ થઈ ગયા. રામજીકાકા-નારાયણભાઈને એવું વચન આપી ચૂકયા હતા કે જો તેઓ મુંજાવરપણાની ગાદી મેળવશે તો જ્ઞાતિનું ભલુ કરવા જ્ઞાતિને પીરાણાના સૈયદોથી મૂકતી અપાવશે.

પરંતુ રામજી લક્ષ્મણ કાકા બન્યા પછી ફરી ગયા, સૈયદોના ગુલામ બની ગયા અને વધારે ખરાબ રીતે લોકોને પીરાણાપંથી બનાવવા માંડયા.

હદ તો ત્યારે થઈ પરદેશમાં વસતા કચ્છના કેટલાક પાટીદાર ભાઈઓ કે જેઓ પોતાને જ્ઞાતિ સુધારક તરીકે ઓળખાવે છે તેવા ભાઈઓને પણ દેશમાં આવે ત્યારે પીરાણા સતપંથના ખાનામાં જઈ મુખી પાસે પોતાનું શીર ઝૂકાવવું પડે અને એજ વખતે મુમનાપણાની છાપ ફરીથી મરાવવી પડે છે.

ત્યાર પછી જ માતા-પિતા કે પોતાની સ્ત્રી બાળબચ્ચાં સાથે વહેવાર કરવાની છૂટ મળે છે.

http://goo.gl/NbENqW



**નાટય : છાંટ નાખવાની દુઆ**

આમ કડવા પાટીદાર ક્ષત્રિય જ્ઞાતિના વીર પુરુષોના વારસદાર, પરદેશ વેઠી માતા, પિતા, પુત્ર-પરિવાર અને જનની જન્મભૂમિના દર્શનાર્થે દેશમાં પધારેલા એ કુળદીપક ભાઈઓ ખાનામાં જઈને છાંટ નંખાવી આવે નહિં ત્યાં સુધી તેમના માટે પોતાના ઘરમાં પણ ખાવા પીવા સુધ્ધાંની મનાઈ !

આમ છેવટે મુખીના દોઆ અને કલમા દ્વારા 'હે જદાં'.... અને તેના જવાબમાં 'પીરશાહ'..... અને પછી ભ્રષ્ટાચાર વાળી અમીની (નુરની) ગોળીનું પાણી ટપ દઈને સુધારક ભાઈ પી જાય એટલે પત્યું. છાંટ નંખાઈ ગઈ.....

નારાયણબાપા વર્ષો સુધી ગભરાયા સિવાય પોતાના સ્વમાનના ભોગે જ્ઞાતિને પીરાણાપંથીઓના સાણસામાંથી મૂકત કરાવવા જજુમતા રહ્યા.

જીવનના અંતિમ સમયમાં નારાયણ બાપાને અત્યંત પરીશ્રમ અને સતત કાર્યશીલતા ના કારણે લકવાનો રોગ લાગુ પડયો. તેમ છતાં તેમણે સમાજના ઉદ્ધાર માટેના કાર્યને ચાલુ રાખ્યું. તેમણે પત્ર દ્વારા સૌ યુવાનોમાં જોશ ભરવાનું કાર્ય અવિરત કર્યા રાખ્યું...

વીરાણીના વડીલોએ આ કાર્યને આગળ ધપાવવા નારાયણબાપાની સલાહ માંગી. બાપાએ તેમને એવી સલાહ આપી કે તમોએ જ્ઞાતિને સુધારવા માટે અટંકી વ્રત ઘરી અંતરના આત્માની સાક્ષીએ જે ભીષણ પ્રતિજ્ઞાઓ કરી છે તેને પરીપૂર્ણ કરવા આકાશ-પાતાળ એક કરજો અને હું ખાત્રી પૂર્વક કહું છું કે તમને સંપૂર્ણ વિજય મળશે. વિજય મળે નહીં ત્યાં લગી લીધેલું કાર્ય છોડસો નહીં.

મારી ખાશ અંતરની અભિલાષા છે કે આખરે વિજય તમારો જ છે. અત્યારે દેખાતા શત્રુઓ તમારા મિત્ર બનશે.... તમને નિંદનારા તમને વંદન કરશે.... તમને છોડી જનારાઓ તમારો હાથ શોધતા આવશે.... જેઓ હાલે તમારાથી અસહકાર કરી રહ્યા છે.... તેઓ તમારો સહકાર કરશે....

નારાણબાપા લકવા ગ્રસ્ત થયા બાદ તેમના જુના સાથીદાર વિરાણી વાળા રતનશી ખીમજી ખેતાણી અને નખત્રાણા વાળા નથ્થુ નાનાજીએ કચ્છ કડવા પાટીદારોમાં ધર્મ જાગૃતી આણવા કમર કશી.

એમને તે વખતે સંતશ્રી ઓધવરામ મહારાજની પ્રેરણા અને માર્ગદર્શન સાંપડ્યું... પૂ. ઓધવરામજી મહારાજ તેમના ગુરૂ પ.પૂ. સંતશ્રી લાલરામજી કે જેમનું શરીર પાટીદારનું હતુ અને તેમની છેલ્લી ઈચ્છા પાટીદારોને સનાતન ધર્મનો સાચો રાહ બતાવાની હતી તે પરીપૂર્ણ કરવાના સંકલ્પ સાથે સનાતન ધર્મ જાગૃતીના કાર્યમાં લાગી ગયા..

## <u>સંતશ્રી લાલરામ મહારાજ</u>

દેશલપર ગુંતલીના ગોપાળ પટેલના પત્ની માનબાઈની કૂખે સંવત ૧૯૧૩ ના વૈશાખ સુદ બીજના પુત્ર જન્મ થયો... જેનું નામ લાલજી રાખવામાં આવ્યું... મહારાજશ્રી ઈશ્વર રામજીએ તેમને ગુરૂ દક્ષિણા આપી....

પૂજ્યશ્રી લાલ રામજી મહારાજને ૧૯૭૧ની સાલમાં આશ્રમની ગાદી સોંપાઈ... પરંતુ તેઓશ્રીના અંતરાત્મામાં એક મહા વ્યથા ચાલ્યા કરતી હતી... કે

જે જ્ઞાતિકુળમાં મારો જન્મ થયો ... એજ કડવા પાટીદાર સમાજ આજે ધર્મના નામે ભોળપણથી છેતરાઈને પીર ઓલીયાને માની વિધર્મી થવા માંડી છે... એમાંથી તેમને મુક્ત કેવી રીતે કરવા... મારે જ્ઞાતિજનોને પાટલે બેસાડી પુજવા છે... પરંતુ તેમણે પોતાનો પાટ અલગ માંડ્યો છે....

જ્ઞાતી જીનકો પુજ લે, જીનસે તેરા કામ,

જીતાના જ્ઞાતીજન મીલે, ઈતના શાલીગ્રામ...

તેમના હ્રદયમાં સ્વજ્ઞાતિ બંધુઓ પ્રત્યે આવી ઉત્તમ પ્રકારની ભાવના રહ્યા કરતી... પરંતુ, કોઈ દર્દને કારણે પગ કપાવો પડ્યો હતો... એટલે અપંગ દશાના કારણે શરીરથી કયાંય જઈ શકે તેવી સ્થિતી ન હતી... મનમાં ઉચાટ રહેતો...

ગુરૂજીની મનો વ્યથાને સમજી તેના પટ શિષ્ય સંતશ્રી ઓધવજી મહારાજે ગુરૂજીને પુછ્યું..... તમારા મનમાં એવી કોઈ વેદના રહી ગઈ છે... જેના કારણે તમે વ્યથિત છો.... તમારી જે કાંઈ ઈચ્છા બાકી હશે તે હું જરૂરથી પુરી કરીશ... તમે મને આદેશ આપો....

ત્યારે સંતશ્રી લાલરામજીએ ઓધવરામનું શિષ પોતાના ખોળામાં લઈ... હ્રદયના ભાવથી કહ્યું કે...હે ઓધા.... મારી જ્ઞાતિ સનાતન ધર્મનો પંથ ભુલી ગઈ છે... તેને સનાતન ધર્મના રાહપર પરત લાવવાની મારી ઈચ્છા પૂર્ણ થઈ શકી નથી... મારુ આ અધુરું કાર્ય તમે જરૂરથી પુરું કરજો...

સંત શ્રી ઓધવ રામજી મહારાજે ગુરૂશ્રી લાલરામજીને અધુરું કાર્ય પુર્ણ કરવાનું વચન આપ્યું... ને સંતશ્રી લાલરામજીનું ખીન્ન થઈ ગયેલું મન શાંત થયું... અને તેમની જીવન જ્યોત પરબ્રહ્મમાં વિલીન થઈ ગઈ...

સંતશ્રી ઓધવરામજી મહારાજે ગુરૂને આપેલ વચન પુરું કરવા રતનશી ખીમજી ખેતાણી અને તેમના સાથીઓને મળી.... સમાજમાં ગામે ગામ ફરી... સનાતન ધર્મ જાગૃતિ માટેની ઝુંબેશ ઉપાડી....

આ જાગૃતિ અભિયાન છેડનારાઓ સામે પ્રશ્ન એ હતો કે પિરાણાં પંથ છોડ્યા પછી વિકલ્પ શું ? કયા દેવનાં મંદિરો બનવા જોઈએ...

**સંતશ્રી ઓધવરામજી મહારાજે માર્ગદર્શન આપ્યું અને સમજાવ્યું કે... આપણે મૂળમાં જવું જોઈએ.... શ્રી કેશરા પરમેશ્વરાએ ભગવાન સ્વામીનારાયણના આશીર્વાદથી સનાતન જાગૃતિનું કાર્ય આરંભેલ... ભગવાન સ્વામીનારાયણના ઈષ્ટ દેવી એટલે સાક્ષાત ભગવાન વિષ્ણુ... એટલે કે ભગવાન લક્ષ્મીનારાયણને જ ઈષ્ટ દેવ ગણી તેના મંદિરો સ્થાપવા જોઈએ...**

મહારાજશ્રીના આશીર્વાદથી શ્રી રતનશી ખેમજી ખેતાણી અને તેના સાથીઓએ લક્ષ્મીનારાયણ મંદિરની સ્થાપનાના કાર્યો આરંભ્યા...

**સૌ પ્રથમ સાબરકાંઠાના બોરડી ટીંબા કંપામાં લક્ષ્મીનારાયણ ભગવાનનું મંદિર નિર્માણ થયુ અને આ કાર્ય સતત ચાલતુ રહ્યું અને હાલમાં ૨૨૫ જેટલા નિર્માણ થઈ ચૂક્યું છે.**

સંતશ્રી ઓધવરામજી મહારાજે વાંઢાયમાં કુળદેવીશ્રી ઉમિયા માતાજીના મંદિરનું નિર્માણ કરાવ્યું.... જે સનાતન ધર્મ જાગૃતિનું કેન્દ્ર સ્થાન બન્યું.... તેમની પ્રેરણાથી સાબરકાંઠામાં ધનસુરા ખાતે સનાતની સમાજે વિદ્યાર્થી છાત્રાલય ઈ.સ. ૧૯૫૪ માં બાંધ્યું.... ત્યાર બાદ ઈ.સ. ૧૯૬૦ માં નખત્રાણા ખાતે વિદ્યાર્થી છાત્રાલય બાંધી સમાજમાં શિક્ષણનો વ્યાપ વધારવા માટે પાયો નાખ્યો...

તેમના અધુરા કાર્યો સંતશ્રી વાલરામજી મહારાજે ઉપાડેલ અને હાલમાં.... સંતશ્રી હરીદાસજી મહારાજ... સંતશ્રી મોહનદાસજી મહારાજ... પૂર્ણ કરી રહ્યા છે....

છેલ્લે નારણ બાપાએ યુવાનોને અંતઃકરણ પૂર્વક અપિલ કરતાં શાબ્દીક સિંહગર્જના કરતા કહ્યું કે,

http://goo.gl/bDxVSn

**ઓડીયો - નાટ્ય : યુવાનોને અપીલ**

આખરે સંવત ૧૯૯૭ના આસો વદ-૧૪ને સોમવારે રાત્રે - ૧૦ વાગે આ મહાન આત્માએ સ્થુળદેહ ત્યાગ્યો. પરંતુ આજે સુક્ષ્મ રીતે તે આપણી સાથે જ છે અને જ્ઞાતિના સુધારણાના આપણા કાર્યમાં મદદ રૂપ થતા રહે છે અને દરેક સનાતની હૈયામાં આત્મબળ પૂરુ પાડતાં રહે છે.

આમને આમ વર્ષો વીતી ગયાં પણ નારણબાપાનો સંદેશ કંઈ જેવો તેવો ન હતો.... ફરીથી જાગૃત થયો અને સમાજના વડીલો જેવા કે મથલના પરબત બાપા.... વીરાણીના સવદાસ કાનજી.... મથલના ભીમજીબાપા અને ખીમજી માસ્તર.... જેવાની કુશાગ્ર બુદ્ધિથી અને પરમ પૂજનીય સંતશ્રી ઓધવરામજી મહારાજ આશીર્વાદથી નખત્રાણા મધ્યે પાટીદાર બોર્ડીંગ બનાવી.... જેનું ઉદ્‌ઘાટન ૧૯૬૦માં થયું.... તેની પાછળનો આશય એકજ હતો કે આપણા સમાજમાં બાળકો ભણે, સમજે વિચારે અને અંધશ્રદ્ધામાં સપડાયેલા ધર્મનો ત્યાગ કરે.... પણ આ આશય મહદ અંશે સફળ ન થયો...

ફરીથી યુવક સંઘના મોવડીઓ જેવાકે ખીમજી લખમશી... જખુભાઈ... ગંગારામભાઈ સાંખલા કે ડૉ પ્રેમજીભાઈ ગોગારી..... અબજીભાઈ.... હિંમતભાઈ રતિભાઈ..... પ્રેમજી કેશરાણી... જેવા જાગૃત થયા અને ઘોર નિદ્રામાં ઊંઘતી આપણી સમાજને જાગૃત કરવા ભારતભરમાં યુવક સંઘની ઠેર ઠેર મીટીંગો ભરી સમાજ જનોને જાગૃત કર્યા.....

આ કાર્યમાં તત્કાલીન શ્રી અખિલ ભારતીય સમાજના પ્રમુખ શવદાસ કાનજી, ખીમજી માસ્તર, પ્રેમજી પુંજા, મણીલાલ પુંજા રામાણી... ખીમજી લખમશી... રામજી કરમશી અને ગંગારામભાઈ સાંખલાનો સાથ મળ્યો..... સાથે યુવાસંઘના જયંતી રામાણી... ગૌરાંગ ધનાણી અને માવજી દિવાણી પણ જોડાયા....

આ બધાના જાગૃતિનાં કાર્યોથી સ્વર્ણિમ મહોત્સવ અને અધિવેશન થયું..... સમાજે શ્વેતપત્ર બહાર પાડ્યું... પીરાણા પંથીઓએ સભામાં તોફાનો મચાવ્યાં... પરંતુ યુવાનો અને સમાજજનો જાગૃત થયા... આજે સમાજમાં ઠેર ઠેર સનાતન પરમો ધર્મનો જયજયકાર થઈ રહ્યો છે.....

સમાજના બધા પરીવારો પણ સનાતની બની રહ્યા છે...... છેલ્લે છેલ્લે મેડીકોઝ પરીવાર પણ સનાતની બન્યો.... જે સુધારા તરફના મક્કમ કદમ જણાઈ રહ્યા છે. **આ પવિત્ર યજ્ઞમાં હજુ વિરોધીઓ નહીં પણ આપણને આપણા જ નડી રહ્યા છે તેમને આત્મ ચિંતન કરવું રહ્યું.**

આથી જ આજે સ્વર્ગસ્થ નરબંકા.... નરવીર.... જ્ઞાતિ સુધારક....

પૂજ્ય કેશરા પરમેશ્વરા.... શ્રી નારાયણજી રામજી લીંબાણી....રતનશી ખીમજી ખેતાણી.... નથ્થુ નાનજી કેશરાણી... જેવી અનેક વિભૂતીઓને સાચી શ્રદ્ધાંજલિ મળી રહી હશે અને સર્વે પૂણ્ય આત્માઓ આપણને આશીર્વાદ આપી ચિરઃનિદ્રામાં સ્વર્ગમાં પોઢી રહ્યા હશે.

**બોલો કેશરા બાપાની જય...**

**બોલો નારાયણબાપાની જય....**

**સનાતન ધર્મની જય....**

**લાલરામ મહારાજની જય...**

**ઓધવરામ મહારાજની જય...**

**સ્વામીનારાયણ ભગવાનની જય...**

**લક્ષ્મીનારાયણ ભગવાનની જય...**

**કુળદેવી ઉમિયા માતાની જય....**

**ગીત : જાગો યુવાનો જાગો......**

**વિડીયો : સ્વર્ણિમને સથવારે ચાલ્યા અંતિમ સીન**



http://goo.gl/H2JAaV

http://goo.gl/jDV9gK